# શુદ્ધિપત્ર.

જે જે સ્થાને સમાસના પદો આધા આધા છપાયેલા હોય તે તે સ્થાને તે પદોને આખા સમાસ તરીકે સુધારીને વાંચી લેવા સુજ્ઞ વાચકોને નમ્ર વિનંતિ છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૬ | ભાવાત્મ કે | ભાવાત્મકે |
| ૧૪ | ૧૩ | બન્યો | બન્યો |
| ૧૯ | ૫ | વિશ્વાવિત્ર | વિશ્વામિત્ર |
| ૨૧ | ૮ | મુનિનર | મુનિવર |
| ૨૪ | ૯ | કંપથી | કંપતી |
| ૨૬ | ૮ | આશરે | આ શરે |
| ૩૨ | ૧૨ | કુટિલાં ગનાને | કુટિલાંગનાને |
| ૩૩ | ૧૧ | રામાસ્ત્ર સંતાપે | રામાસ્ત્રસંપતે |
| ૩૯ | ૩ | માટે | સાટે |
| ૪૩ | ૧૩ | હોતું | હો તું |
| ૫૨ | ૯ | પડતા | પડયા |
| ૫૩ | ૧૧ | મામલિસ્કંધે | માતલિસ્કંધે |
| ૫૪ | ૧૬ | સુરદુંદુભિના જ | સુરદુંદુભિનાદ |
| ૫૫ | ૧૧ | રંગ | રંગે |
| ,, | ૧૬ | પંચાપ્સરસ્ | પંચાપ્સરસ્ |
| ૬૦ | શ્લોક ૧૩ | "શાર્દૂલ" વૃત્તમાં છે. | |
| ૬૧ | ૧૯ | પ્રસાદ શિખરે | પ્રાસાદશિખરે |
| ૬૨ | ૧૭ | અગ્નિ સખાવિશુદ્ધા | અગ્નિસમાવિશુદ્ધા |
| ૬૫ | ૪ | કલ્પવૃક્ષ ફૂલતા | કલ્પવૃક્ષફૂલતા |
| ,, | ૧૪ | હા ભૂમિ–તનયા | હા ભૂમિ ભૂમિત• |
| ૭૩ | ૧૯ | સકલમુનિ ગણો | સકલમુનિગણે |
| ૭૮ | ૪ | ફૂળ | ફૂલ |
| ૮૦ | ૭ | Tailet | Toilet |
| ૮૭ | ૧૫ | નામનું શહેર | નામના પ્રદેશનો રા |
| ૮૮ | ૧૨ | વિદ્યુજ્જિહ્વા | વિદ્યુજ્જિહ્વે |
| ,, | ૧૭–૧૮ | મહેન્દ્રવર્મ | માહેન્દ્રવર્મ |

“ પટેલબન્ધુની ” નવમા વર્ષની ભેટ-કર્ત્તા તરફથી

# શ્રી રામચરિતામૃત

( પાંચમી ગુજરાતી સાહિત્ય-પરિષદે પહેલા નંબરના

ઈનામ માટે પસંદ કરેલું કાવ્ય. )




લેખક,

ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જીનીયર, બી. એ.

( પાટીદાર મંડળ, સુરત. )



સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

મૂલ્ય ૭ આના.

# સમર્પણ.

સ્ત્રગ્ધરા. ધર્મગ્લાનિ પ્રભાવે વ્યથિત જગતની
વ્યાધિને ટાળવાને,
સારા બ્રહ્માંડ વ્યાપી અસુરતિમિરના
દોરને તોડવાને,
ઉગ્યા જે સૂર્યવંશે કનક કિરણથી
દીપતા સૂર્યરાજ,
વંદી તે ધર્મરશ્મિ સરસ વિમળ આ
કાવ્યપુષ્પે વધાવું

# મંગળાચરણ.

## પદ

વિરાજો મનમંદિરમાં હરિ !
હે રઘુનંદન ! મુનિમનરંજન !
સમરાંગણ નરહરિ ! —વિરાજો.
જાનકીમોહન ! સુરકુળસોહન !
દુષ્ટ દશાનનઅરિ —વિરાજો.

## ૨

જય જય ! નવલ કમલદલ નયન !
જય ! રઘુકુળરવિ ! દશરથતનય !
દશમુખવદનકમળદશદમન !
જય જય વિજય ! અસુરદલદલન !

# પ્રસ્તાવના.

આ કાવ્યના લેખનની પ્રવૃત્તિ સુરતમાં મળેલી "પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્"ને આભારી છે. આજકાલ સામાન્ય રીતે નાની નાની કવિતાઓ લખવાની પ્રથા પડી ગયેલી હોવાથી જો સાહિત્યપરિષદ્ તરફથી "રામાયણ–સાર" કાવ્ય લખાવવા માટે યોજના થઇ ન હોત તો એક હજાર લીટીનું લાંબું કાવ્ય ભાગ્યેજ લખાત. પ્રસ્તુત કાવ્ય લખવાનો મારો મુખ્ય હેતુ મારી પોતાની શકિતનું ધોરણ જાણવાનો હતો અને મને આનંદ થાય છે કે મારો આ પ્રથમજ પ્રયાસ છતાં એ હેતુ ઘણે અંશે પાર પડયો છે. હરિફાઇમાં ૨૨ રામાયણ આવ્યાં હતાં અને તે સઘળામાંથી પરીક્ષક કમિટિએ ધ્યાનપૂર્વક તપાસીને મારા કાવ્યને પ્રથમ પંકિતનું જાહેર કર્યું છે. મેં વિદ્વાન પરીક્ષકોએ કરેલી સૂચના પ્રમાણે સુધારો વધારો કરીને કાવ્યને સુંદર બનાવવાને બનતો પ્રયત્ન કર્યો છે.

રઘુવંશમાં કાલિદાસે વર્ણવેલ રામાયણનો ભાગ મને એટલો તો રૂચ્યો હતો, કે પ્રસ્તુત કાવ્યમાં કાલિદાસની ઉપમાદિ ખૂબીઓ ઘટાવવાની લાલચને હું રોકી શકયો નથી. વળી સીતાપરિત્યાગવાળા સર્ગમાં ભવભૂતિના ઉત્તરરામચરિતનો રસ પણ ઉમેર્યો છે.

સાહિત્યપરિષદે કાવ્યની મર્યાદા પાંચસોથી એકહજાર લીટીની ઠરાવેલી હોવાથી કેટલોક ભાગ ટુંકાવી નાખવાની ફરજ પડી હતી; પરન્તુ પાછળથી સર્ગ ૧ "રામકથાજન્મ", સર્ગ ૮ "મૃગકંચુલિ"માંના શ્લોક ૨૦–૪૭, સર્ગ ૯ "સીતાહરણ" નો છેલ્લા ત્રણ

શ્લોક સિવાયનો ભાગ, તથા સર્ગ ૧૦ "સીતાશોધ" ના શ્લોક ૧૦-૨૩ કાવ્યની સુંદરતામાં અને રસમાં વૃદ્ધિ કરવા માટે મેં વાલ્મીકિના રામાયણને આધારે રચીને ઉમેરેલ છે.

સંસ્કૃત પુસ્તકોને આધારે આ કાવ્ય રચાયું હોવાથી ભાષા જરા સંસ્કૃતમય લાગશે; પરન્તુ કાવ્યમાં રસ ઉપરાંત શબ્દ લાલિત્ય અને વિચારગાંભીર્ય એ બે ગુણો આવશ્યક છે; અને સંસ્કૃત શબ્દો જેટલા મધુર છે તેટલાજ અર્થવાહક પણ છે: એટલે કાવ્યની ભાષામા તેનો યોગ્ય સ્થળે વપરાશ થાય તો તેમાં કંઇ ખોટું નથી એવું મારૂં નમ્ર મત છે. છતાં કાવ્યને અંતે કઠિન શબ્દોના અર્થ વગેરે આપીને સામાન્ય વાચકોની મુશ્કેલી દૂર કરવા બનતો પ્રયત્ન કર્યો છે. વળી દરેક સર્ગની શરૂઆતમાં સર્ગનો સાર આપવામાં આવ્યો છે તેથી વાચકોને કાવ્યનું વસ્તુ સમજવામાં સરળતા થશે.

ટિપ્પણી લખવામાં મદદ કરવા માટે તથા યોગ્ય સૂચનાઓ અને પ્રુફસંશોધન માટે રા. રા. ચુનીલાલ રામચંદ્ર શેલત તથા ભાઇશ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતાનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

જન્માષ્ટમી, સંવત ૧૯૭૩.
હીંબુ શેરી, સુરત.
ગોવર્ધનદાસ ડાહ્યાભાઇ એન્જીનિયર

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|


| | |
|---|---|
| સર્ગ ૧ : શ્રી રામકથાજન્મ. ... ... ... | ૧ |
| સર્ગ ૨ : શાપ. ... ... ... ... | ૬ |
| સર્ગ ૩ : રામજન્મ. ... ... ... ... | ૯ |
| સર્ગ ૪ : યજ્ઞરક્ષા. ... ... ... ... | ૧૫ |
| સર્ગ ૫ : સીતાસ્વયંવર. ... ... ... | ૧૯ |
| સર્ગ ૬ : ભાર્ગવવિજય. ... ... ... | ૨૩ |
| સર્ગ ૭ : રામવનવાસ ... ... ... ... | ૨૭ |
| સર્ગ ૮ : મૃગકંચુલિ. ... ... ... ... | ૩૧ |
| સર્ગ ૯ : સીતાહરણ. ... ... ... ... | ૩૯ |
| સર્ગ ૧૦ : સીતાશોધ. ... ... ... ... | ૪૫ |
| સર્ગ ૧૧ : યુદ્ધ. ... ... ... ... | ૫૦ |
| સર્ગ ૧૨ : પ્રત્યાગમન. ... ... ... ... | ૫૫ |
| સર્ગ ૧૩ : રાજ્યાભિષેક. ... ... ... | ૫૮ |
| સર્ગ ૧૪ : સીતાપરિત્યાગ. ... ... ... | ૬૧ |
| સર્ગ ૧૫ : લવણવધ. ... ... ... ... | ૬૯ |
| સર્ગ ૧૬ : લવકુશ ... ... ... ... | ૭૧ |
| સર્ગ ૧૭ : સતી સીતા. ... ... ... ... | ૭૪ |
| સર્ગ ૧૮ : સ્વર્ગાધિરોહણ ... ... ... | ૭૬ |
| ટિપ્પણી ... ... ... ... ... | ૭૭ |

# શ્રી રામચરિતામૃત

## સર્ગ ૧: શ્રી રામકથાજન્મ

શ્લોક ૧–૨૯. વાલ્મીકિ ઋષિના આશ્રમમાં નારદ મુનિએ શ્રી રામ-કથા વીણાના સૂરો સાથે ગાઇ સંભળાવવી. “રાવણને મારી ભૂમિનો ભાર ઉતારનાર શ્રી રામચંદ્ર હાલમાં કોસલ દેશમાં રાજ્ય કરે છે” એમ કથાના અંતમાં નારદજીએ કહેવું, અને વાલ્મીકિની આજ્ઞા લઇ સ્વર્ગમાં જવું. વાલ્મીકિ ઋષિનું મધ્યાહ્ન સંધ્યા કરવા માટે વનમાં જવું, ત્યાં ક્રૌંચપક્ષીના જોડામાંના નરને બાણ મારીને વીંધવા માટે ઋષિએ પારધિને શાપ દેવો. ઋષિનો પશ્ચાત્તાપ. બ્રહ્માનું પ્રકટ થવું, વાલ્મીકિના મનનું સમાધાન અને રામાયણ લખવાની આજ્ઞા કરી અતંર્ધાન થવું. રામાયણના લેખનની શરૂઆતથી અંત સુધીના સમયમાં રામચંદ્રે લોકાપવાદથી સગર્ભા સીતાને વનમાં મોકલી દેવી, સીતાએ વાલ્મીકિના આશ્રમમાં રહેવું અને કુશ-લવને જન્મ આપવો. રામાયણ સમાપ્ત થતાં કુશ-લવને એના અધિકારી જાણી મુનિએ તેમને આખું કાવ્ય શીખવવું. કાવ્યની મહત્તા.

દ્રુતવિલંબિત. વિમલવારિ વહે તમસા નદી,
સુપુલિના જનપાવનકારિણી;
નિકટ રમ્ય તપોવન રાજતું,
મુનિજનપ્રિય શાંતિનિકેતન. ૧

વસંતતિલકા. વાલ્મીકિ આશ્રમપદે મુનિસંઘ મ્હોટો,
હર્ષે કરે શ્રવણ રામકથા પુનિતા;

સંગીત લુબ્ધકર નારદબીન રેલી,
માધુર્ય એ મુનિ-વચામૃતનું વધારે. ૨

અનુષ્ટુપ્. વાલ્મીકિ મુનિ શા શ્રોતા, વક્તા જ્યાં મુનિ નારદ;
કથા રામતણી મીઠી, રેલે આનંદ શી મણા ! ૩

મંદાક્રાન્તા. શ્રોતાઓનાં હૃદય પળમાં હર્ષઘેલાં બનાવે,
હર્ષાવીને કરુણકથને શોકભીનાં રડાવે;
શૌર્યજ્વાલા જગવી ઝુલવે આશનૈરાશ્ય ઝુલે,
શ્રોતાહૈયાં રસમય કથા ભાવ નાને રમાડે. ૪

શાર્દૂલ. જન્મ્યા જે સવિતાકુળે જગપિતા સદ્ધર્મ ઉદ્ધારવા,
ત્યાગી રાજસુખો ભમ્યા વનવને જે સાધુ સંરક્ષવા;
સંહાર્યો અસુરેન્દ્ર તે રઘુવરે રોળ્યા રણે દાનવો,
સૌ શ્રોતાજન હર્ષનાદ ગગને એવું સુણી ઘોષતા. ૫

ધર્મન્યાયદયાક્ષમાપ્રિય વળી શૂરા પ્રતાપી મહા,
શાસે સંપ્રતિ રાજ્ય કોસલતણું એ ભૂપ ચૂડામણિ;
આધિવ્યાધિ ઉપાધિમુક્ત જન સૌ એ રામ સામ્રાજ્યમાં,
સૌ શ્રોતાજન રામનામજયની હર્ષે કરે ગર્જના. ૬

જેના અક્ષર અક્ષરે અઘહરા કલ્યાણધારા વહે,
જેના હર્ષદ શાંતિદ શ્રવણમાં આનંદ બાષ્પો ઝરે;
એ પાપઘ્ન પવિત્ર પુણ્ય ચરિત શ્રીરામનું જે ભણે,
પામી સૌ સુખ પુત્રપૌત્રસહ તે વૈકુંઠ ધામે વસે. ૭

અનુષ્ટુપ્. આજ્ઞા વાલ્મીકિની પામી રેલી રામકથામૃત,
સંચર્યા નારદ સ્વર્ગે, રામગાયન લીન એ. ૮

શાર્દૂલ. વાલ્મીકિપ્રિય શિષ્યસંગ વનમાં માધ્યાહ્નિકાર્થે ગયા,
દીઠી નિર્મળ સાધુઅંતર સમી શુદ્ધા પ્રસન્ના નદી;
સ્નાનાર્થે શુભ વૃત્તિ અંતર ધરી અંગે ધરી વલ્કલ,
રમ્યા ચિત્તહરા તપોવનતણી વાલ્મીકિ શોભા જૂએ. ૯

છાયી છે ફળભારથી તરુતણી ઘેરી ઘટા ગંભીરા,
તેજસ્વી રવિરશ્મિ ચંડ પણ ના ભેદી શકે એ ઘટા;
શાળી એ તરુછાયમાં પશુજનો પક્ષી વિરામે સુખે,
રમ્યા ધન્ય નિકુંજ-શાંત, પણ હ્યાં પારાધિ આ ક્યાં થકી! ૧૦

મંદાક્રાંતા. પ્રેમે કેલી મધુર કરતું રાંકડું ક્રૌંચ જોડું,
એવે પ્રેમી અરર ઢળતો પારધિબાણવિદ્ધ;
હા ! આ દૃશ્યે મૃદુ હૃદયના વાલ્મીકિનો વિષાદ,
હૈયું ઘોળી મુનિમુખથકી નીકળે શ્લોકરૂપે. ૧૧

અનુષ્ટુપ. "મા નિષાદ ! પ્રતિષ્ઠા તું, સંપાદીશ યુગે યુગે,
કે ક્રૌંચ જોડલામાંના, કામ મોહિતને હણ્યું." ૧૨

દ્રુતવિલંબિત. 'અહહ ! રાજજનોચિત કર્મ આ,
મુનિજનાનુચિત કયમ મ્હેં કર્યું ?
કરુણ શાંત તપોધનને નહી,
ઘટિત કો જનને અભિશાપવો." ૧૩

વસંતતિલકા. રે શ્લોક આ લલિત સુંદર પાદબદ્ધ,
તન્ત્રીલયાનુગુણ માર્દવપૂર્ણ મીઠો;
શો ઉદ્ભવ્યો સહજ અંતરમાં અપૂર્વ,
કો ગૂઢ એ અકળ શક્તિતણો પ્રભાવ. ૧૪

માલિની. ઝળહળ ઝબકારો દિવ્ય એવે ઝબૂકયો,
નવીન નવીન રંગી, ધૂમગોટા છવાયા;
સકળ જગવિધાતા હંસગામી પધાર્યા,
ચતુરવદન રેલે વેદ ધૂન્યો અનેરી. ૧૫

દ્રુતવિલંબિત. જગપિતા નિજ દર્શન માત્રથી
શમન એ મુનિ શોકતણું કરે;
સ્મિત મનોહર આનનથી ઝરે,
વચન પુષ્પ સુગંધ સુધા ભર્યાં. ૧૬

અનુષ્ટુપ્. 'મમ સંકલ્પના યોગે, આ કાવ્યરચના ઘટી,
આપના મુખપદ્મેથી વ્યકતરૂપા સરસ્વતી. ૧૭

વિવિધરસમાધુર્યે રુચિર જગપાવન,
મુનિરાજ વદો મંજુ શ્રીરામચરિતામૃત. ૧૮

યાવત્ સૂર્ય શશાંકે આ પ્રકાશિત મહીતલ,
તાવત્ રામકથા સંગે આપનો યશ રાજશે." ૧૯

બ્રહ્મદેવ વદી એવું અંતર્ધાન થયા ક્ષણે,
વિસ્મિત મુગ્ધ વાલ્મીકિ સશિષ્ય સ્વાશ્રમે ગયા. ૨૦

પ્રકટી હ્રદયે જ્યોતિ, ખૂલ્યાં આંતર ચક્ષુઓ,
થયા પ્રત્યક્ષ ત્રિકાલ, બ્રહ્મદેવ કૃપામૃતે. ૨૧

સર્વાંગ રસસંપૂર્ણ, પ્રકટ વળી ગુપ્ત સૌ,
શ્રીરામચંદ્ર વૃત્તાંત, પ્રત્યક્ષ મુનિને થયું. ૨૨

રુચિર પદલાલિત્યે, સુંદર સમ અક્ષરે,
ને પ્રૌઢ અર્થ–ગાંભીર્યે, જન્મ્યું કાવ્ય યશસ્કર. ૨૩

દ્રુતવિલંબિત. "પરિસમાપ્ત થયું મમ કાવ્ય આ,
સરસ સુંદર કોમળ મંજુલ;
મધુર ગાનતણો પણ એહના,
કુશલ કો અધિકારી મમાશ્રમે. ૨૪

હ્રદયચિંતન એ મુનિરાજનું
અવિચલા ગુરુભક્તિ વડે ફળી
કુશ લવે મધુરસ્વર બાલકે
ચરણપંકજ એ મુનિના ગ્રહ્યા. ૨૫

અનુષ્ટુપ્. તરુણ સ્વરસંપન્ન, સર્વ શાસ્ત્રવિશારદ,
કુમારદ્વયને પેખી હર્ષતા મુનિ અંતરે. ૨૬

ઉપજાતિ. ગંધર્વ શા સુંદર મંજુકંઠ
કુમારને એ મુનિએ શિખાવ્યું
અથેતિ રામાયણ કાવ્ય મીઠું
પદેપદે નીતિસુધા ઝરન્તું. ૨૭

શાર્દૂલ. જે કાવ્યામૃત મુગ્ધ સૌ સુરગણો આકાશમાં ડોલતા,
જે કાવ્યામૃત વર્ષણે મુનિગણો હર્ષાશ્રુ વર્ષાવતા;
જે કાવ્યામૃત ઝીલતાં અવનિજા અંતર્વ્યથા ભૂલતી,
જે કાવ્યામૃત મંત્રથી રઘુસભા આત્મત્વ વિસારતીઃ ૨૮

જે કાવ્યામૃત કાલિદાસ કવિએ ઘોળ્યું મહાકાવ્યમાં,
ને ગુંથ્યું ભવભૂતિએ સરસ ને ભાવાત્મ કે નાટકે;
તે કાવ્યામૃત બિંદુડાં સુમધુરાં ઝીલી કટોરી ભરી,
પ્રેમે પાન કરી વરો સુજન સૌ શ્રીરામપાદાંબુજ. ૨૯

---

## સર્ગ ૨: શાપ.

શ્લોક ૧–૧૪. વૈવસ્વત મનુના વંશમાં જન્મેલા અયોધ્યાપતિ દશરથ રાજાનું મગધ, કોસલ અને કેકય દેશના રાજાની પુત્રીઓ સુમિત્રા, કૌશલ્યા, અને કૈકયી સાથે લગ્ન કરવું. એક સમયે શિકાર રમતાં તમસા નદીને તીરે જવું. ઘડો ભરાવાથી થતો અવાજ સાંભળી શબ્દવેધી બાણ મારવું. શ્રમણકુમારનું "હા તાત" એમ પુકારી બાણથી ઘાયલ થઇને પડવું. દશરથ રાજાનો પશ્ચાત્તાપ. કુમારને એના માબાપ પાસે લઇ જવો. બાણ ખેંચી કાઢતાં કુમારનું મૃત્યુ પામવું. પિતાએ રાજાને શાપ દેવો. માબાપે પુત્ર સાથે ચિતામાં બળી મરવું. રાજાનું દુઃખી દિલે પોતાને નગર જવું.

વસંતતિલકા. વૈવસ્વતી મનુતણા અમલાન્વયે જે
શૂરા મહાન નૃપમંડન જન્મ પામ્યા;
તે વંશમાં દશરથ પ્રકટ્યા પ્રતાપી,
જીતી દિગન્ત પૃથિવી બહુ કીર્તિ પામ્યા. ૧

દ્રુતવિલંબિત. મગધ–કોસલ–કેકય ––રાજની,
પતિપરા સુકુમાર કુમારિકા,
નગસુતા સરિતા જ્યમ સિન્ધુને,
અવધપુરપતિ પ્રણયે વરી. ૨

હરિણી. નવલ સરલા શ્યામા સંગે દિનો પ્રણયે ગયા,
અતુલ સુખના કિંતુ લ્હાવા ટકે નહિ સર્વદા;
તરલ ગતિના તીખા અશ્વે ચઢી નૃપ એકદા,
મધુર મૃગયા કાજે સેના સજી વનમાં ગયા. ૩

અનુષ્ટુપ્. મૃગયા રમતાં રાજા, બહુ દૂર ગયા વહી,
તમસા સરિતા તીરે, થંભાવ્યો અશ્વ હાંફતો. ૪

દ્રુતવિલંબિત. જલતરંગ થકી પટુ કુંભનો
ભભકતો સ્વર રાય સુણી કરી,
દ્વિરદ–ગર્જન ઘોર ગણી મને,
ધનુષથી શર કાતિલ મારતો. ૫

વસંતતિલકા. હા તાત! એમ સુણતાં ચમકી નરેન્દ્ર,
શોધી જુએ ગજબ કોણ કર્યો પ્રમાદે,
બાણે હણેલ મુનિપુત્ર નિહાળી ચિન્તે
ચિંતા–વિષાદશરઘાયલ આપ ચિત્તે. ૬

દ્રુતવિલંબિત. "અહહ! પાપ અમાપ થયું પ્રભો!
અજબ કેર થયો અણજાણતાં,"

અતિ ઘણો ઉર શોચ કરી પુછે,
"વદ વીરા તવ કો કુળ જન્મ છે." ૭

અનુષ્ટુપ્. શરીર ટેકવી કુંભે અશ્રુપૂર્ણાર્દ્ર લોચને,
"શ્રમણકુળમાં જન્મ," ગદ્ગદવચનો વદે. ૮

"અંધ માતપિતા મ્હારા વિયોગે ઝુરતાં હશે,
તૃષાતુર થયાં માટે આવ્યો હું જળ કારણે." ૯

વસંતતિલકા. એવાં સુણી વચન એ મુનિપુત્ર કેરાં,
આવ્યો કુમાર લઇ, માતપિતા હતાં જ્યાં;
"નિર્ભાગ મ્હેં તમ ઘણો અપરાધ કીધો,
હોંસે સહીશ મમ પાતકની સજા હું." ૧૦

વંશસ્થ. અથેતિ વૃત્તાન્ત સુણી સુદંપતી,
ઘણું વિલાપી, "શિશુ–શલ્ય કાઢ હા!"
વદી કઢાવ્યું નૃપ પાસ બાણને,
અરે થયો હા! ગત–પ્રાણ લાડકો! ૧૧

માલિની. વિષધર વિષ વર્ષે ક્રૂર પાદે દબાયો,
ત્યમ કુવચનકારી શાપ દેતો પિતા એ:
"જ્યમ મમ સુત–શોકે વૃદ્ધના પ્રાણ જાયે,
ત્યમ તવ સુત–શોકે દુષ્ટના પ્રાણ જાશે." ૧૨

અનુષ્ટુપ્. "નથી આ શાપ, છે કિંતુ, આશીર્વાદ મ્હને પિતા!
સુતાનંદવિહોણાને; કરૂં શું પ્રિય આપનું?" ૧૩

વસંતતિલકા. દારા સહિત સુતસંગ સિધાવવાને,
યાચે મુનિ પ્રબળ અગ્નિ-ચિતા જ્વલન્તી;
રાજા સુણી સુમુનિ-શાસન સદ્ય પાળી,
દુઃખી દિલે સ્વપુર જાય કુશાપ પામી. ૬૪

## સર્ગ ૩: રામજન્મ

શ્લોક ૧-૪૧. ઋષ્યશૃંગ આદિ ઋષિઓએ દશરથ રાજા માટે પુત્રીય યજ્ઞ આરંભવો. રાવણના ત્રાસથી કંટાળી દેવતાઓએ વિષ્ણુને શરણે વૈકુંઠધામમાં જવું. વિષ્ણુની સ્તુતિ કરવી. વિષ્ણુએ દેવોને શાંત પાડી રાવણવધ માટે દશરથગૃહે અવતાર ધારણ કરવાનું વચન આપી અંતર્ધાન થવું. દશરથ રાજાના યજ્ઞને અંતે અગ્નિકુંડમાંથી કોઇ દેવાંશીનું હાથમાં ચરુપૂર્ણ સુવર્ણ પાત્ર લઇ પ્રકટ થવું. રાણીઓને એ ચરુનું ભક્ષણ કરાવવાનું કહી તે દેવાંશીએ રાજાને ચરુ આપવો. રાજાએ કૌશલ્યા અને કૈકયીને સરખે ભાગે ચરુ વહેંચી આપવો. તેમણે પોતાના ચરુનો અર્ધો ભાગ સુમિત્રાને આપવો. સગર્ભા રાણીઓનાં સ્વપ્ન. કૌશલ્યાએ રામચંદ્રને, કૈકયીએ ભરતને, અને સુમિત્રાએ લક્ષ્મણ અને શત્રુઘ્નને જન્મ આપવો. બાળકોના સદ્‌ગુણોથી દશરથ રાજાનું પ્રસન્ન થવું.

વંશસ્થ. ઘણીક વીતી શરદો સુભાગ્યની,
પ્રજાતણા પાલન-લાડ-કોડમાં;
પરંતુ ના સાંપડી ધન્ય તે ઘડી,
નૃપેંદ્રને નંદનચંદ્રદર્શની. ૧

અનુષ્ટુપ્. ઋષ્યશૃંગ અને બીજા મુનિએ રાજકારણે,
પુત્રીય યજ્ઞ આરંભ્યો માંગલિક મહોત્સવ. ૨

દુષ્ટ રાવણ સંતાપે ત્રાસી દેવ બધા ગયા
હરિને શરણે; જેમ વૃક્ષચ્છાયે મુસાફરો. ૩

ગભીરૂં ગર્જતો ઘોર ક્ષીરસાગર ઉજ્જ્વળો,
સૌમ્ય શાંત અમી–ધારે રેલે શેષ મણિપ્રભા. ૪

ભોગી–ભોગાસને પોઢ્યા શાંતમૂર્તિ સુરેશ્વર,
પદ્મનાભ ઘનશ્યામ વંદતા દેવ વંદન. ૫

કૌસ્તુભરત્ન તેજસ્વી લક્ષ્મીવિભ્રમદર્પણ,
હૃદયે ઝળકી મોંઘું શ્રીવત્સચિહ્ન ઉજ્જવળે. ૬

દ્રુતવિલંબિત. ચરણ અંક ધરી કમળાસના,
મૃદુ રમા કરપલ્લવ ચાંપતી;
સહજ વૈર અહીશ્વરથી તજી,
ગરુડ સન્મુખ અંજલિ જોડતા. ૭

ચમર શેષ ફણા શિર ધારતા,
મધુર ગાયન નારદ ગુંજતા.
વિજય ધન્ય અલૌકિક ધામ આ!
સુરગણો પ્રણમી હરિને સ્તવે. ૮

આરતિ. "જય દેવ ! જય દેવ ! –
"જય જગદીશ હરે ! –

"વિભુ ! જય જગદીશ હરે ! –
"જય જય વિશ્વવિધાતા !
"જય જય જય જગ–ત્રાતા !
" જય જગ–સંહર્તા ! – જયદેવ–૯

શિખરિણી. " નમો વિશ્વાધારા ! સજલજલદશ્યામલ વિભો !
"હૃષીકેશા ! ધીશા ! અનુપમ ! અનંતા ! અજિત હો !
"પ્રભો ! અંતર્યામિ ! પ્રણુવ ! અધમોદ્ધારણુ ! અહો !
"જગન્નંદા ! વંદ્યા ! અકલગતિ ! જ્યોતિર્મય ! નમો ! ૧૦

"જય દેવ ! જય દેવ !
"જય કમલાવર હો !
"વિભુ જય કમલાવર હો !

"અચ્યુત અશરણુશરણુા
"જય જય ત્રિભુવનધરણુા
"દાનવ–દર્પહરા"—જયદેવ— ૧૧

અનુષ્ટુપ્. સ્તવી દેવગણો વંદી, પ્રસન્ન પ્રભુને કરી;
ભય પૌલસ્ત્યનો ભારી, વિદિત વિનયે કરે. ૧૨

"દેવ–દેવ ! દયાસિંધો ! દુષ્ટદાનવ–મર્દન !
"ત્રાહિ ! ત્રાહિ ! ઘનશ્યામ ! શરણાગત વત્સલ !" ૧૩

દ્રુતવિલંબિત. વિનય નમ્ર દિવૌકસનો સુણી,
જગનિવાસ સહાસ્ય મુખેન્દુથી,

સભર વારિદ-ગર્જન શા સ્વરે,
મધુર સાંત્વનપૂર્ણ અમીદ્રવે. ૧૪

અનુષ્ટુપ્. "શાંત શાંત સુરો થાઓ, જ્ઞાત છે મુજને બધું;
"તમોગુણ વધ્યો વિશ્વે, રજ:સત્ત્વથકી ઘણો. ૧૫

"જાણું છું તાપ સંતાપે તપ્ત છે ભુવનત્રય,
"અજાણ્યા પાપથી જેમ બળે સજ્જન-અંતર. ૧૬

"બચાવ્યું સ્વાસિધારાથી રાવણે દશમું શિર,
"મમ ચક્રતણે કાજે રાખ્યો ભાગ દશાંશ તે. ૧૭

"ન લેખી માનુષી ભીતિ, કંપી દૈવી પ્રભાવથી,
"બ્રહ્માને રીઝવી યાચ્યું અમરત્વ દશાનને. ૧૮

"સ્રષ્ટાના વરથી સાંખ્યો પાપાચાર દુરાત્મનો,
"ધૈર્યથી જેમ ભોગીનો રંક ચંદન સાંખતા. ૧૯

દોહરા. "પ્રકટી દશરથનંદ હું, દુષ્ટ દશાનનકાળ,
"રગદોળીશ રણ-રંગમાં, દશશિર-કમળકરાળ. ૨૦

અનુષ્ટુપ. "સમર્પેલ હવિર્ભાગ યાજ્ઞિકે વિધિપૂર્વક,
"આરોગો ઝટ દૈત્યોથી અનાસ્વાદિત જે રહ્યો. ૨૧

"નિશ્ચિન્ત વિહરો વ્યોમે, છાંડી રાવણનો ભય;
"સંહારીશ સુરદ્વેષી, શાંતિ શાંતિ સમર્પીશ." ૨૨

વસંતતિલકા. પાપી દશાનન દુકાળતણા પ્રતાપે,
સુકાયલા સુરગણો રૂપી ધાન્ય માંહે;
મીઠી ભલી સુવચનામૃત રેલ રેલી,
ગર્જન્ત વિષ્ણુઘન વ્યોમવિશે વિલાતું. ૨૩

અનુષ્ટુપ્. વિષ્ણુને સુર ઇન્દ્રાદિ સ્વાંશે અનુસરે બધા,
વાયુને વૃક્ષ પોતાના પુષ્પે જેમ અનુક્રમે. ૨૪

કામ્ય યજ્ઞતણા અંતે, દિવ્યાંશી કો સમુદ્ભવ્યો,
હેમપાત્ર ધર્યું હસ્તે, પાયસાન્નપ્રપૂર્ણ જે. ૨૫

હોંસે પ્રતિગ્રહે રાજા પાયસાન્ન પવિત્ર તે,
ઈંદ્રિ પ્રતિગ્રહે જેમ સમુદ્રસાર અમૃત. ૨૬

સ્રગ્ધરા. કૌશલ્યા કૈકયીને નરપતિ ચરુએ અર્પતા વિષ્ણુતેજ,
અર્પન્તા ચંડરશ્મિ ગગન અવનિને તેજની લ્હાણુ જેમ;
સંભાવે માગધીને પ્રિય નિજ ચરુના અર્ધભાગે સખીઓ,
સંભાવે દાનલેખાદ્વય ગજવદને જેમ ભૃંગાંગનાને. ૨૭

અનુષ્ટુપ્. ગર્ભિણી રાજતી રાણી, વિષ્ણુઅંશ પ્રભાવથી;
ગુપ્ત ફૂલવતી જાણે, પાંડુરા ધાન્યસંપદ. ૨૮

સ્વપ્નમાં પટરાણીઓ લીલા અવનવી જુએ,
શંખચક્રાદિધારી શા રક્ષણ બાળકો કરે ! ૨૯

શિખરિણી. ચડી પંખીરાજે કનકમય પાંખે ઝળકતા,
ઉડે જાણે ઉંડા ગગન તલમાંહી નૃપ સખી;

વળી સેવે લક્ષ્મી વ્યજન કર ધારી કમળનું,
ધર્યું જેણે મોંઘું હૃદયકમળે કૌસ્તુભમણિ. ૩૦

અનુષ્ટુપ્ આવાં રાણી તણાં સ્વપ્નાં સાંભળી નૃપ નંદતો,
માને ધન્ય અહોભાગી જાણી "કેશવ જન્મશે." ૩૧

ભિન્નાંશે વિભુ, રાણીનાં ગર્ભમાંહી અનેકધા
વસ્યા: જેમ વસે ચંદ્ર બિંબે સર અનેકમાં. ૩૨

કૌશલ્યા મહિષી રાણી, પ્રસૂતિ સમયે સતી,
તેજસ્વી પ્રસવે મોંઘા, ઇક્ષ્વાકુકુળભાણુને. ૩૩

અભિરામ–શરીરી એ બાળચંદ્ર નિહાળતાં,
માંગલિક ધરે નામ "રામચંદ્ર" પિતા પ્રીતે. ૩૪

મંદાક્રાંતા. કૈકેયીનો સુત ભરત શો પૂર્ણચંદ્ર પ્રમાણે,
વૃદ્ધિ પામી મુદિત કરતો માતને તાતને એ;
જન્મ્યા બન્યો તનય શશી શા લાડકા માગધીના,
જાણે બાળો, નયવિનય એ રાજલક્ષ્મી તણા એ. ૩૫

અનુષ્ટુપ્. રોગ દોષ ટળી જામ્યું શાંતિનું રાજ્ય વિશ્વમાં;
અખિલ સ્વર્ગ પૃથ્વીમાં વિષ્ણુ સંગ વસી રહ્યું. ૩૬

દશાનન કિરીટેથી તત્ક્ષણ મણિઓ ખરે;
રાક્ષસ–રાજલક્ષ્મીએ સાર્યાં શું અશ્રુબિન્દુઓ. ૩૭

દુંદુભિ દેવનાં વાગ્યાં, વર્ત્યો વિજયકાર ત્યાં,
કલ્પવૃક્ષ સુપુષ્પોના વર્ષ્યા મેઘ અપાર ત્યાં. ૩૮

વૃદ્ધિ પામે કુમારો એ પિતાના લાડપાડમાં,
શુકલપક્ષતણો જેમ વાધે ચંદ્ર દિનેદિને. ૩૯
સ્વતેજે વિનયે બાળો પ્રજાનાં ચિત્તને હરે,
જેમ શ્યામ ઘને છાયા દુર્દિનો ગ્રીષ્મ અંતમાં. ૪૦

મંદાક્રાંતા. આરાધે એ, ગુણચરિતથી રાયને બાળકો શા,
જાણે મુકતામણિ અમૂલથી અર્ણવો ચાર મ્હોટા;
શોભે રાજા સુત ચતુરથી સદ્ગુણાલંકૃતોથી,
જાણે વિષ્ણુ કર ચતુરથી આયુધાલંકૃતોથી. ૪૧

---

## સર્ગ ૪: યજ્ઞરક્ષા

શ્લોક ૧-૨૧. વિશ્વામિત્ર ઋષિએ દશરથ રાજા પાસેથી યજ્ઞરક્ષા માટે રામ અને લક્ષ્મણની માગણી કરવી. રાજાએ માગણી પ્રમાણે વર્તવું. માતાઓની આજ્ઞા લઇ રામ-લક્ષ્મણનું વિશ્વામિત્ર સાથે જવું. માર્ગમાં ઋષિઓનું દર્શન પામી પ્રસન્ન થવું. તાડકાવધ. વિશ્વામિત્રે પ્રસન્ન થઇ રામને મંત્રયુક્ત બાણ આપવું. વામનાશ્રમે થઈ વિશ્વામિત્રના આશ્રમે આવી પહોંચવું. યજ્ઞરક્ષા. સુબાહુ અને મારીચને પરાજિત કરી સર્વ વિઘ્નો ટાળી યજ્ઞ ક્રિયા સમાપ્ત કરવી. ઋષિ વિશ્વામિત્રે રામ-લક્ષ્મણને આશિષ આપવી. મિથિલાભૂપ જનકરાજાનું યજ્ઞ માટે આમંત્રણ આવવાથી રામ-લક્ષ્મણને તેડી મિથિલાપુર તરફ જવું.

મંદાક્રાંતા. વિશ્વામિત્ર ક્ષિતિપતિ થકી યજ્ઞરક્ષાર્થે યાચે,
"અર્પો રાજા સુત લલિત બે–રામસૌમિત્રિ સાથે;"
ઇચ્છા પૂરે મુનિવરતણી રાય સંતાપ સાથે,
થાતી ઇચ્છા રઘુકુળ વિષે નિષ્ફળા ના કદા કો. ૧

અનુષ્ટુપ્. આજ્ઞાંકિત કુમારો એ પિતાને ચરણે નમે,
રાય નેત્રથકી અશ્રુ તેમનાં શીર્ષકે ઢળે. ૨

રામલક્ષ્મણ બન્નેને પાઠવે મુનિ સંગમાં
રક્ષાર્થે અર્પતા રાજા, ન સેના, કિંતુ આશિષો. ૩

માતૃવર્ગપદાંબુજે પ્રણમી બાળકો પળે,
મુનિસંગ વિરાજે શા, ઘનસંગ શશી રવિ. ૪

સુકુમાર કુમારોએ મુનિસંગ સિધાવતાં
ન જાણ્યો માર્ગનો ખેદ રસપૂર્ણ કથામૃતે. ૫

દ્રુતવિલંબિત. સરવરો રસબિંદુ તુષારથી,
વિહગવૃંદ સુકોમળ કૂજને,
અનિલ પુષ્પ સુગંધિત લ્હેરથી,
જલદ છાયથકી મૃદુ સેવતા. ૬

અનુષ્ટુપ્. માર્ગમાંહી તપસ્વીઓ પામતા હર્ષ દર્શને,
તેજસ્વી સુકુમારોને અર્પતા આશિષો સુખે. ૭

વસંતતિલકા. "કીધું બધું ઉજડ કાનન તાડકાએ.
"તે રાક્ષસી મુનિ અગસ્ત્ય કુશાપ પામી–

"થાઓ ઘણું વિકૃત દારુણ રૂપ ત્હારૂં;"
એવું સુણી રઘુકુમાર ધનુષ ખેંચે. ૮

અનુષ્ટુપ્. તાડકા ગાજતી આવી સાંભળી નાદ ચાપનો,
કાલરાત્રિ સમી ઘોર મુંડમાલ ધરી ઉરે. ૯

કંપતાં માર્ગનાં વૃક્ષો જેના વેગ પ્રચંડથી
ધુકંતી રામની સામે પ્રેતચીવરધારિણી. ૧૦

કરાલા નીરખી એને હસ્તદંડ ઉગામતી,
નારીવધઘૃણા સાથે બાણ રાઘવ છોડતા. ૧૧

બાણવિદ્ધા પડી, પાડી કારમી રાડ રાક્ષસી,
ધરણી વનની કંપી, કંપી શ્રી દશશીર્ષની. ૧૨

શાર્દૂલ. ભારી વિક્રમ, તાડકાન્તકતણું, પેખી મુનિ પ્રેમથી,
અર્પે રાક્ષસપ્રાણઘાતક રુડું તીક્ષ્ણાસ્ત્ર મંત્રાન્વિત;
ત્યાંથી પાવન વામનાશ્રમપદે પ્રીતે પધાર્યા પ્રભૂ,
સંસ્કારે નિજ જન્મના પ્રથમના ઉંડા વિચારે ડુબે ૧૩

સામગ્રી નવલી સુસજ્જ કરતા પૂજાતણી શિષ્ય સૌ,
નાના પલ્લવસંપુટે તરુવરો જ્યાં અંજલિ જોડતા;
સ્નેહે દર્શનઉત્સુકા મૃગગણો ઉંચે મુખે જ્યાં ઉભા,
એવા કૌશિકઆશ્રમે રઘુવરો આવી સુખે રાચતા. ૧૪

અનુષ્ટુપ્. રક્ષતા વિઘ્નથી બાળો દીક્ષિત મુનિરાજને,
અંધકારથકી જેમ લોકને રવિ ને શશી. ૧૫

વંશસ્થ. પ્રદૂષિતા વેદિ નિહાળી રક્તથી
દ્વિજો ભયસ્તબ્ધ વિમુક્ત કર્મ સૌ
ધ્રુજે મહારાક્ષસ તાપના બળે
સરે સ્રુવા સૌ કર કંપતા થકી. ૧૬

માલિની. અતુલ બલ નિહાળી રાક્ષસોનું પ્રચંડ.
રઘુવર શર સાધે દૈત્યનેતા પ્રતિ ત્યાં;
સરરર શર છૂટયું ચાપથી તિક્ષ્ણ કારી,
ગગનતલ થકી હા ! દુષ્ટ મારીચ પાડયો. ૧૭

વંશસ્થ. સુબાહુ નામે ભડ ભીમ દૈત્ય જે,
વિચિત્ર માયા ધરતો બધે ધુમે;
ક્ષુરપ્રથી રાઘવ તેહને હણે,
રુધિર–મજ્જા–બલિ પક્ષીને ધરે. ૧૮

અનુષ્ટુપ. એમ વિઘ્નો બધાં ટાળી, પૂર્ણ યજ્ઞક્રિયા કરી,
"ધન્ય ધન્ય" વદી હર્ષે ઋત્વિજો અભિનંદતા. ૧૯

શીર્ષે કર ધારીને દીક્ષાન્તે મુનિરાજ એ,
પૂર્ણ પ્રેમ ધરી અર્પે આશિષો રાજબાળને. ૨૦

આમંત્રે મિથિલાભૂપ યજ્ઞમાં ઋષિરાજને,
તેડી સંગ કુમારો બે કૌશિક મિથિલા જતા. ૨૧

## સર્ગ ૫: સીતાસ્વયંવર

શ્લોક ૧-૨૫. માર્ગમાં કુમારોનું શંકરધનુષ જોવા માટે કુતૂહલ. ગૌતમ ઋષિના આશ્રમે રાતવાસો રહેવું. રામચંદ્રની ચરણરજના પ્રભાવે ગૌતમપત્નિ અહલ્યાનું શાપમુક્ત થવું. મિથિલાનગરીમાં સ્વયંવરની ધામધૂમ, વિશ્વામિત્રનું રામ-લક્ષ્મણ સાથે આગમન. સ્વયંવર મંડપમાં કેટલાક રાજાઓનું ચાપભંગ કરવા જતાં માન ભંગ થવું. જનકરાજાનો કટાક્ષ. લક્ષ્મણનો ક્રોધ. વિશ્વામિત્રની આજ્ઞાથી રામે ધનુષનો ભંગ કરવો. સીતાએ રામકંઠમાં વરમાળા આરોપવી. જનક રાજાએ પત્રિકા આપી રાજપુરોહિતને અયોધ્યા પાઠવવો. દશરથ રાજાએ સૈન્ય સાથે જનકપુર પધારવું. લગ્ન-રામ, લક્ષ્મણ ભરત અને શત્રુઘ્નનાં અનુક્રમે સીતા, ઉર્મિલા અને કુશધ્વજની કુમારીઓ સાથે.

વસંતતિલકા. ત્યાં માર્ગમાં ઉર વિચાર કરે કુમારો,
"કેવું હશે ધનુષ શંકરનું પ્રચંડ?"
કાંઇ કુતૂહલ હૃદે નવલું પ્રકાશે;
રાત્રિ વસે વસતિ ગૌતમ-આશ્રમે ત્યાં. ૧

અનુષ્ટુપ. કર્યું ભંગ છળી ઈન્દ્રે, સતીત્વ ઋષિપત્નીનું,
ગૌતમશાપથી પૂર્વે અહલ્યા બનતી શિલા. ૨

ઉપજાતિ. અનુગ્રહે પાપ નિવારનારી
પવિત્ર પામી પ્રભુપાદધૂલી,
શિલામયી એ રમણી અહલ્યા,
પુનઃ સ્વસૌંદર્ય અનેરું પામી. ૩

અનુષ્ટુપ્. આદર્યો મિથિલા-ભૂપે શો સ્વયંવર યજ્ઞશો,
દેશ દેશતણા મ્હોટા આમંત્ર્યા ભડભૂપને. ૪

હર્ષમાં ફરતા લોકો ધામધૂમ મચી રહી,
ન દિસે શોકની છાયા 'હર્ષ હર્ષ' બધે દિસે. ૫

તેજસ્વી બાળકો સંગે પધાર્યા મુનિરાજ ત્યાં,
અર્થ, કામ સહે જાણે ધર્મમૂર્તિ પધારતી. ૬

મુનિસત્કાર કાજે ત્યાં મિથિલાભૂપ આવતા,
મુનિ–આગમની મોંઘી સુણી શુભ વધામણી. ૭

વસંતતિલકા. તેજસ્વી ચંદ્ર સવિતાસમ એ કુમારો,
જોતાં વિદેહપુરનાં જન મોહ પામ્યાં;
શ્રીરામચંદ્ર મુખચંદ્ર નિહાળી ચિંતે,
"થાયે ભલું નૃપસુતા વર એહ પામે." ૮

અનુષ્ટુપ્. પધાર્યા મંડપે બન્ને કુમારો મુનિ સંગમાં,
દેહકાંતિ નિહાળીને બન્યા મુગ્ધ સભાજનો. ૯

પ્રચંડ શોભતું ભારે મધ્યમાં ચાપ મંડપે,
ભુજગેંદ્ર સુતો જાણે મહાભીષણ નીંદમાં. ૧૦

ચાપ ભંગ કરે જે કો બાહુબળ પ્રતાપથી,
પ્રતિજ્ઞા, કે વરે તેને સીતા દેવી અયોનિજા. ૧૧

જાનકી લાભના લોભે તણાઇ કૈંક ભૂમિપો,
માનભંગ થયા કિંતુ ચાપ–ભંગ થયો નહિ. ૧૨

વંશસ્થ. વિદેહ-રાજા અતિ કોપમાં વદે,
"અરે થયું ક્ષત્રિયવીર્ય નષ્ટ શું ?"
સુણી વદે લક્ષ્મણ કૌશિક પ્રતિ,
"અરે વદે શું મિથિલાપતિ પ્રભો !" ૧૩

માલિની. "કુયમ કુવચન સાંખું રાયનાં હું ગુરૂજી,
"રઘુવર ભડશૂરા વીર્યશાલી છતાં હું ?
"જનકમદ મરોડું ચાપ ચોળીજ નાંખું."
મુનિવર શિખ આપી સાંત્વને શાંત પાડે. ૧૪

અનુષ્ટુપ્. " કરો રામ ધનુર્ભંગ, " આજ્ઞા કૌશિક આપતા;
ગુરુ આજ્ઞા ધરી શીર્ષે, ઉઠ્યા સપ્રેમ રાઘવ. ૧૫

ચાલ્યા દુર્વાદલશ્યામ પદ્માક્ષ પીતઅંબર,
કિરીટધર શા શોભે સુકુમાર મહાબલ. ૧૬

માલિની. અઘટિત અપમાને દક્ષયજ્ઞે પ્રકોપી,
શર ક્રતુમૃગપૂંઠે શંકરે છોડયું જેથી;
રઘુવર ઝટ ખેંચે ત્ર્યંબક પ્રૌઢ તેજ,
કુસુમધનુષ ખેંચે પુષ્પધન્વાજ જાણે. ૧૭

કડડડકડ તૂટે શેલડી દંડ જેમ,
કડક તડિત કેરો કાટકો હોય જેમ;
ત્યમ શિવધનુ તૂટયું ઘોષતું ઘોરઘોષ,-
"ભૃગુસુત ન વિરામો ક્ષાત્રવીરો હજી છે." ૧૮

મંદાક્રાંતા. ધીમે ધીમે મધુર ડગલે ઝાંઝરો ઝમ્મકારે,
પ્રેમે સીતા જનકદુહિતા હર્ષઘેલી પધારે;
લજ્જા શોભે લલિત મુખડે પ્રીતિ આનંદ હૈયે,
મોંઘી માળા હસિતવદને અર્પતી રામકંઠે. ૧૯

અનુષ્ટુપ. દૃષ્ટોદૃષ્ટ મળી મોંઘી, રસજ્યોતિ ઝગી રહી.
હર્ષસાગરમાં સ્નેહે હૃદય-દ્વય ડોલતાં. ૨૦

દ્રુતવિલંબિત. જનકરાય દઈ શુભ પત્રિકા,
અવધપુર પુરોહિત પાઠવે;
"મમસુતા નૃપનાથ પરિગ્રહી,
નિમિતણા કુળને ઉપકારશો." ૨૧

વસંતતિલકા. ઇચ્છે પ્રભુ કુળવધૂ-અનુરૂપ કન્યા,
ત્યાં પત્રિકા દ્વિજ દિયે અનુકૂળવાણી;
હા ! કલ્પવૃક્ષસમ શી ફળતી શુભેચ્છા,
સંતોતણી સહજ અંતર ચિંતતામાં ! ૨૨

રાજા, સુણી દ્વિજમુખે શુભ પત્રિકાને,
ચાલ્યા સજી અતુલ સૈન્ય વિદેહપુરે;
ઢંક્યો રવિ પ્રબળ લશ્કરરેણુ માંહી,
ઘેર્યું જઈ જનકપુર સુસૈનિકોથી. ૨૩

ભેટયા ભલા વરુણ વાસવરૂપ ભૂપો,
સ્નેહે સુતા-તનય-લગ્ન-વિધિ પ્રપૂરી;

શ્રી રામચંદ્ર વરતા પ્રિય જાનકીને,
ને લક્ષ્મણ પ્રણયનંદિની ઉર્મિલાને. ૨૪

શત્રુઘ્ન ને ભરત પૂર્ણ પ્રભાવશાળી,
પ્રીતે વર્યાં પ્રિય કુશધ્વજની સુતાને;
શોભે અહા નવ વધૂસહ એ કુમારો,
જાણે ભલા ચતુર સાધન સિદ્ધિ સંગે! ૨૫

---

## સર્ગ ૬: ભાર્ગવવિજય

શ્લોક ૧–૨૫. લગ્ન સમાપ્ત કરી જનકરાજાને પાછા વળાવી દશરથ રાજાનું અયોધ્યા પ્રતિ પ્રયાણ. માઠા શુકનો. પરશુરામનું પ્રકટ થવું. રામચંદ્રપ્રતિ શાંકર ધનુષ તોડવા માટે પરશુરામનો ક્રોધ. રામને પરશુરામે પોતાના ધનુષપર શરસંધાન કરવા કહેવું. રામે શરસંધાન કરવું. પરશુરામનું નિસ્તેજ થવું. રામનું ચઢાવેલું બાણ નિષ્ફળ ન જાય માટે પરશુરામનો સ્વર્ગપંથ અથવા ગતિના હનન માટે રામે પરશુરામને પૂછવું. પરશુરામે સ્વર્ગપંથ હણવા માટે માગણી કરવી. રામે બાણ છોડવું. અને સ્વર્ગપંથ હણ્યો. રામની નમ્રતા. પરશુરામનું આશિષ આપી અંતર્ધાન થવું. દશરથ રાજાનો હર્ષ. અયોધ્યા પધારવું. પુરજનોનો આનંદ.

અનુષ્ટુપ્. વરાવી ચાર પુત્રોને, વળાવી મિથિલાપતિ,
અયોધ્યાનાથ સપ્રેમે પ્રણમી સ્વપુરે પળે. ૧

અચિંત્યો માર્ગમાં ત્યાંતો પ્રચંડ વેગ વાયુનો,
વિપરીત વહી કેવો સંતાપે નૃપ સૈન્યને! ૨

વંશસ્થ. સુભાનુ ડૂબ્યો પરિવેશ-મંડળે,
દિશા દિસે ધૂસર સાંધ્યવાદળે;
પરુષ સાદે રડતાં શિયાળવાં,
નિમિત્ત માઠાં ભય શોક દર્શતાં. ૩

અનુષ્ટુપ્. ઝબક્યો તેજ-રાશિ ત્યાં સૈન્ય સન્મુખ ઉજ્જ્વળો,
નેત્ર ચોળી જુએ લોકો પુરૂષાકૃતિ રાજતી. ૪

ઉપવીત ધર્યું દેહે શોભતું ચાપ હસ્તમાં,
ચંદનદ્રુમ શું જાણે ભુજંગપરિવેષ્ટિત. ૫

પિતૃશાસનથી જેણે કંપથી જનની હણી,
પ્રથમ ભાર્ગવે જીતી ઘૃણાને પૃથિવી પછી. ૬

પિતાના વધથી કોપી રાજવંશ-વિનાશની,
પ્રતિજ્ઞા ભીષ્મ ધારી છે શૂરા એ ભૃગુનંદને. ૭

"અર્ધ્ય અર્ધ્ય સ્વીકારો આ" વદતા એમ રાયને,
ઉપેક્ષી, ઝટ આવ્યા ત્યાં ભાર્ગવ રામ સન્મુખ. ૮

રોષાગ્નિ ઝરતો નેત્રે ધનુષે શર સાધતા,
સંબોધે યુદ્ધ કાજે ત્યાં, નિડર રામચંદ્રને. ૯

વસંતતિલકા. "ક્ષત્રી બધા જનકઘાતક વૈરી મારા,
"તેને હણી ઘણીક વેળ હું શાંતિ પામ્યો;

"સૂતેલ સર્પ ઝરતો વિષ દંડ માર્યે,
"તારૂં પરાક્રમ સુણી ત્યમ ક્રુદ્ધ હું છું. ૧૦

"'નામ્યું નમ્યું નવ અનેક નૃપેંદ્રથી જે,
"તે રૌદ્રચાપ મિથિલેશનું તેં મરોડયું;'
"એવું સુણી મન ગણું મમ ધિક્ક વીર્ય,
"હા! ક્ષત્રિયો બહુ હણ્યા પણ વ્યર્થ માનું. ૧૧

"હા! ધેનુવત્સ હરનાર જ કાર્તવીર્ય,
"ને કીર્તિ રામ! વિમળા હરનાર તું છે;
"અન્ને તમે મમ થયા સમ વૈરી પૂરા,
"હાવે પરાજય વિના તવ ના વિરામું. ૧૨

અનુષ્ટુપ્ "વૈષ્ણવઓજસે ઢીલું, તેં તોડયું રૌદ્ર જે ધનુ;
"કિંતુ આયુધ મારાને શર સાધી ચઢાવ તું. ૧૩

"માત્ર આ પણ જો પૂરે અહો રાજકુમાર તું!
"તુલ્ય બાહુ-બલીથી તો, પરાજિત મને ગણું. ૧૪

"કિંતુ પરશુ-ધારે જો ભય વિહ્વલ તું થયો,
"અભયયાચના માટે હસ્તઅંજલિ જોડજે." ૧૫

દ્રુતવિલંબિત. વચન આ ભૃગુનંદનનાં સુણી,
સ્મિત-વિકાશી મુખેન્દુ થકી ધરી;
ધનુષ પૂર્વતણા નિજ જન્મનું,
રઘુપતિ · પ્રિયદર્શન શોભતા. ૧૬

અવનિ એક ધરી ધનુકોટિને,
રઘુવરે ઝટ બાણુ ચઢાવિયું;
પરશુરામ જ નિષ્પ્રભ શા થયા !
અનલ જેમ શિખા વિણુ ધુંધવે. ૧૭

અનુષ્ટુપ્. દયાર્દ્ર હૃદયે પેખી હતાશ ભૃગુસૂનુને;
અમોઘ બાણુ સાધ્યું જે નીર્ખી રાઘવ તે વદે. ૧૮

વસંતતિલકા. "છો વિપ્ર આપ હણવા નવ યોગ્ય માટે,
"ક્હો સ્વર્ગ કે ગતિ હણું તમ આશરે હું."
એવું સુણી સુમુનિ ઉત્તર સદ્ય આપે,
"જાણું પુરાણુ પુરુષ પ્રકટયા તમે છો. ૧૯

"કિંતુ પ્રભાવ તમ વૈષ્ણવ નીર્ખવાને,
'છેડયા પ્રભો ! સહજ, યાચું હવે ક્ષમા હું;
"રક્ષો પ્રભો ! ગતિ જવા મમ પુણ્ય તીર્થે,
"ટાળો ભલે જગ-પિતા ! મમ સ્વર્ગપંથ." ૨૦

અનુષ્ટુપ. 'તથા', એમ વદી રામે છોડયું સાયક પ્રાઙ્મુખે;
ભાર્ગવ સાધુકારીનું સ્વર્ગબાધક તે થયું. ૨૧

નમ્યા રામ ક્ષમા યાચી તપોનિધિ પદાંબુજે;
હારેલા શત્રુઓ સામે નમ્રતા-કીર્તિ વીરની. ૨૨

અનુગ્રહ કર્યો નાથ ! મોંઘો નિગ્રહ આ કરી,
રજોગુણુ ગયો મારો પામ્યો હું સત્ત્વ શાંતિદ. ૨૩

ટળો વિઘ્ન બધાં કૂડાં દેવકાર્ય કરો સુખે;
આશિષ રામને અર્પી અંતર્ધાન થયા વશી. ૨૪

વસંતતિલકા. ભેટ્યા પિતા અતુલ હર્ષ ધરી સુતોને,
પામ્યા ઘણી હૃદય શાંતિસુધા સુભાગી;
ગાળી પથે રજની કૈંક પુરે પધાર્યા;
હર્ખી વધૂવદન પેખી પુરાંગનાઓ. ૨૫

---

## સર્ગ ૭: રામવનવાસ

શ્લોક ૧–૨૯. દશરથ રાજાની જરાવસ્થા. રામરાજ્યાભિષેકનો નિશ્ચય. કૈકેયીનું રૂસણું. દૈત્યો સાથે યુદ્ધ વખતે દશરથ રાજાએ આપેલાં બે વરદાન આ સમયે કૈકયીએ માગવાં. દશરથ રાજાનું મૂર્ચ્છા પામવું. વરદાન. જાનકી અને લક્ષ્મણ સાથે રામચંદ્રે દંડકારણ્યમાં જવું. રામવિયોગે દશરથ રાજાનું મૃત્યુ. મોસાળથી ભરતને તેડાવવા. ભરતે રાજ્ય અને માતાનો ત્યાગ કરવો. રામચંદ્રના આશ્રમે જઇ ભરતે પિતા મૃત્યુના સમાચાર આપવા અને રામચંદ્રને રાજ્ય સ્વીકારવા માટે વિનવવા. પિતાની આજ્ઞાનો ભંગ કરવા રામે ના પાડવી. રામપાદુકા લઇ ભરતે નંદિગ્રામ વિશે વસી રાજ્યપાલન કરવું. મઢૂલી બાંધીને રામચંદ્રે લક્ષ્મણ અને સીતા સાથે વનમાં દિન ગાળવા. દુષ્ટ કાગડાની આંખ બાણ વડે ફોડવી. ચિત્રકૂટત્યાગ. અત્રિ ઋષિના આશ્રમે પધરામણી. અનસૂયાએ સીતાને પુણ્યપરાગ અર્પણ કરવો. વિરાધ વધ. પંચવટી તરફ પ્રયાણ.

દ્રુતવિલંબિત. દિન ઘણા સુખમાં નૃપના ગયા,
ઠમકતી ગઇ તે હસતી યુવા;

પલિતરૂપ જરા નૃપને કહે,–
"મુકુટ રામશિરે ધર રાજ્યનો" ૧

અનુષ્ટુપ્. સાંભળી નવલી વાર્તા રામરાજ્યાભિષેકની,
હર્ષ નાગરિકો પામ્યા, કૈકેયી પરિતાપને. ૨

રડે રોષભરી રાજ્ઞી નેહે નાથ મનાવતા,
"શાંત શાંત પ્રિયે થાઓ, માગો જે હોય માગવું." ૩

કરી કોપ વદી ચંડી કપટે ક્રૂર–નિશ્ચયા,
"આપો રાજ મને પેલા વર દૈત્યયુધે દીધા. ૪

"પાઠવો રામને પ્હેલું ચૌદ વર્ષ વને પ્રભો!
"સ્થાપો ભરતને બીજું રાજ્યસિંહાસને પ્રભો" ૫

માલિની. નૃપતિ વચન કૂડાં કામિનીનાં સુણીને,
દઇ અતિ ફિટકારો ભૂઢળ્યા મોહ પામી;
જયમ નગશિર તોડે વીજળી વજ્રબાણે,
ત્યમ નૃપઉર વીંધે કામિની વેણબાણે ૬

અનુષ્ટુપ્. અર્પે બે વર રાજ્ઞીને ભૂપ સંતપ્ત અંતરે,
વચન પાળવું આપ્યું ટેક એ રવિ–વંશનો. ૭

હાહાકાર બધે વ્યાપ્યો શોકવ્યાકુળ સૌ થયા,
"ધિક્ક છે ધિક્ક કૈકેયી" વદતા પુરના જનો. ૮

સમાતો લેશ ના કિંતુ હર્ષ રાઘવ અંતરે,
અહોભાગ્ય પિતાકાજે ત્યજું છું સુખ રાજ્યનાં. ૯

"સિધાવો વન" તાતાજ્ઞા, રામચંદ્ર ધરી શિરે,
લક્ષ્મણ જાનકી સંગે દંડકારણ્યમાં ગયા. ૧૦

રાજા રામવિયોગાર્ત, સ્મરી શાપ સ્વકર્મનો,
"હા રામ"! વદતા પામ્યા પંચત્વ સુતવત્સલ. ૧૧

પાઠવી સચિવો શાણા અમાત્ય મંડળે મળી,
માતૃબંધુ વિશે રહેતા તેડયા ભરતરાજને. ૧૨

દુઃખ પૂર્ણ પિતા મૃત્યુ સુણી રામવિયોગને,
જનની ભરતે ત્યાગી, ત્યાગી રાજ્યસમૃદ્ધિને. ૧૩

પૂછતા વનવાસીને, ચિત્રકૂટ વને ગયા;
રાઘવાશ્રમના વૃક્ષો, નિહાળી અશ્રુ સારતા. ૧૪

દુઃખતા હૃદયે વંદી, રામચંદ્ર પદાબ્જે;
પિતા મૃત્યુ તણી વાર્તા, વિદિત ભરતે કરી. ૧૫

"પધારો પુરમાં બંધો! રાજલક્ષ્મી પરિગ્રહો,
"સ્વીકારી રાજલક્ષ્મી હું પરિવેત્તાર તો ઠરૂં." ૧૬

ઉથાપે રામ ના કિંતુ કદિ શાસન તાતનું,
જાણી એ ભરતે યાચી પાદુકા રામચંદ્રની. ૧૭

શાર્દૂલ. અર્પી **રાઘવ** પાદુકા **ભરતને** ભેટી વળાવે પ્રીતે,
**નંદિગ્રામ** વિશે વસ્યા **ભરત**, ના, સૂના **અયોધ્યાપુરે**;
લેખી ન્યાસ સમાન રાજ્ય જબરૂં પાળે ઘણા દાક્ષ્યથી,
હા ! હા ! શી દૃઢભક્તિ એ **ભરતની** મોટા સ્વબંધુ પ્રતિ! ૧૮

વૈદેહીસહ **રામચંદ્ર** વનમાં બાંધી મઢૂલી રહ્યા,
તાજાં કંદફલાદિ ભક્ષણ કરી સ્નેહે દિનો ગાળતા;
પ્રીતે **લક્ષ્મણ** **જાનકી**–રમણની મોંઘી કરે સેવના;
હા ! હા ! ધન્ય ! સુભાગ **લક્ષ્મણ** સમા બંધુ પ્રિય ભ્રાતને. ૧૯

અનુષ્ટુપ. પ્રિયાને લઘુ ભ્રાતાના પ્રેમમાં રઘુનંદન,
નિર્દોષાનંદમાં માણે **અક્ષય્ય** ધામનાં સુખો. ૨૦

દિને વૃક્ષતણાં કુંજે તપસ્વી-મુનિ-સંગમાં,
કરતા જ્ઞાનની ગોષ્ઠિ, રમતા મૃગસંગ વા. ૨૧

**ચંદ્ર**, રાત્રિ–વિશે, શીળી ચંદ્રિકા અભિષિંચતો,
સુરભિપૂર્ણ શો વાયુ શાંતિમાંહિ હુલાવતો. ૨૨

શાર્દૂલ. તોડી એક દુરાત્મવાયસ તણી વામાક્ષિ એકે શરે,
શંકી આગમ બંધુનું પ્રભુ જતા હા ! **ચિત્રકૂટ** ત્યજી;
શોભે પુંઠળ ચાલતી **જનકની** વ્હાલી સુતા **જાનકી**,
જાણે **રામ**પુઠે જતી વન વિશે લક્ષ્મી સુસામ્રાજ્યની. ૨૩

અનુષ્ટુપ. **અર્પેલ** **અનસુયાએ** પામી પુણ્ય પરાગને,
વને આકર્ષતી **સીતા** કુસુમે મ્હાલતા અલિ. ૨૪

સાંધ્ય-વાદળ શો કાળો વિરાધનામ રાક્ષસ,
માર્ગમાં રામને રોકે રાહુ જેમ રસેન્દુને. ૨૫

વસંતતિલકા. તે લોકશોષણ હરે ઝટ જાનકીને,
કાકુત્સથ દુષ્ટ અરિ બાણ મુકી વિદારે:
આજ્ઞા શિરે મુનિ અગસ્ત્ય તણી ધરીને,
પ્રેમે પછી પરમ પંચવટી પધાર્યા. ૨૬

## સર્ગ ૮: મૃગકંચુલિ

શ્લોક ૧–૪૭. ગોદાવરી તીરે પંચવટીમાં આશ્રમ બાંધી રહેવું. રાવણ-ભગિની સુર્પણખાની અયોગ્ય માગણી. લક્ષ્મણે તેને નાક-કાન કાપી વિરૂપા કરવી. સુર્પણખાનો ક્રોધ. ખર દુષણ આદિ ચૌદ હજાર રાક્ષસોના સૈન્ય સાથે સુર્પણખાનું વૈર વાળવા આવવું. યુદ્ધમાં દૈત્યોનો સંહાર. સુર્પણખાએ ત્રાસ પામી રાવણની સભામાં જવું. રાવણને ઉસ્કેરવો. મારીચ મામાને હરિણનું રૂપ લેવડાવી સીતાની વાડીમાં મોકલવો. સીતાનું માયાવી હરિણથી ઠગાવું. રામને કનકમૃગ મારવા વિનવવા. રામનો બોધ. સીતાની હઠ. લક્ષ્મણને મઢૂલીની રક્ષા કરવાનું સોંપી રામનું મૃગ મારવા જવું. મૃગ હનન. મારીચે મરતી વખતે રામ જેવો સાદ કાઢી લક્ષ્મણને મદદે બોલાવવા. એ સાદે સીતાનું ઠગાવું. લક્ષ્મણને રામની કુમકે જવા કહેવું. લક્ષ્મણનો દૃઢ ઉત્તર, સીતાનો રોષ અને કટુવચન કહેવાં. લક્ષ્મણનું પ્રયાણ.

અનુષ્ટુપ્. આશ્રમ રમ્ય શો બાંધ્યો રમે સારંગ-શાવકો,
કુસુમવૃક્ષ શાં ખીલ્યાં પક્ષીઓ મૃદુ કૂંજતાં. ૧

વસંતતિલકા. પાસે વહે ત્રિવિધ તાપ નિવારનારી,
ગોદાવરી પુનિત નિર્મળ પુણ્ય ગંગા;
શા આશ્રમો મુનિ તણા વટવૃક્ષ ગાઢાં,
રેલી રહ્યાં મધુર શાંતિસુધા સુઠામે. ૨

દ્રુતવિલંબિત. ભગિની રાવણની મદનાતુરા,
ધપતી રામમઠે—અભિસારિકા;
પ્રખર તાપ ભયાકુળ ભોગિની,
ધપતી શું મલય—દ્રુમ ભેટવા. ૩

વસંતતિલકા. આવી દશાનનરિપુ પ્રતિ રાક્ષસી એ,
યાચે, "વરો રમણ સુંદર સુંદરી આ."
સીતા સમીપ નવ લાજ જરાય પામી,
ધિક્કાર કામવશ એ કુટિલાં ગનાને. ૪

અનુષ્ટુપ્. કલત્રવાન હું બાલે! યાચો લક્ષ્મણ વીરને,
હસી એમ વદી રામે પાઠવી લક્ષ્મણ પ્રતિ. ૫

પ્રવેશી પર્ણશાલામાં તીક્ષ્ણ ખડ્ગ ધરી કરે,
કર્ણો ને નાસિકા છેદી, વિરૂપા લક્ષ્મણે કરી. ૬

તીક્ષ્ણ મોટા નખોવાળી વક્ર અંગુલિયો થકી,
તર્જતી અંબરે દુષ્ટા શૂરા રાઘવ વીરને. ૭

વસંતતિલકા. તેડી પ્રચંડ ખર દૂષણ વીર સંગે,
ચંડી ધપે અતુલ દૈત્ય બલાગ્રભાગે;

હસ્તે ધર્યાં વિવિધ શસ્ત્ર જનાસ્થિકેરાં,
વીંટી વળે અસુર સૈન્ય મહાબલીને. ૮

ઉપજાતિ. સશસ્ત્ર દૈત્યોતણું સૈન્ય પેખી,
પ્રચંડ રોષાગ્નિ જવલંત નેત્રે;
ધનુર્ધરે દાનવ—કાળ—ચાપે,
નિયોજી તીક્ષ્ણાસ્ત્ર અનેક મૂકયાં. ૯

શાર્દૂલ. છેદ્યાં દૈત્યશિરો રણે રડવડે તેજસ્વી રામાસ્ત્રથી,
યોદ્ધા હા ! ખર દૂષણાદિ રણમાં મોટા હણાયા બલી;
હાહાકાર મચી રહ્યો દનુજના સૈન્યે મહાભીષણ,
રાતા રક્ત-ભર્યા કરાલ ઉછળી નાચે કબંધો રણે. ૧૦

અનુષ્ટુપ. તીક્ષ્ણ રામાસ્ત્ર સંતાપે, પેખી સંહાર દૈત્યનો,
ત્રાસી સૂર્પણખા આવી દશાનનસભા વિશે. ૧૧

વસંતતિલકા. “ ધિક્કાર છે અસુરનાયક ધિક્ક બંધો !
છે ધિક્ક રાક્ષસ તણાં બલ ને બડાઇ.
આ નાસિકાશ્રવણછેદન લાજ પેખી,
લાજો મુઆ સમરમાં ખર દુષણાદિ. ૧૨

નાના તરૂણ સુકુમાર મનુ-કુમારે,
રોળ્યા રણે અસુર ચૌદ હજાર જોતાં;
રે કેમ અંતર ઉઠે નહિ વૈરજવાલા,
રે મૂઢ સૌ કયમ સહો જયમ દીન બાળા. ૧૩

જો હામ અંતર ધરો ભડ વીર મારા,
લાવો હરિ રતિ સમી ઝટ સુંદરી તો”.
એવાં સુણી વચન રાવણ સદ્ય ઉઠ્યો
મારીચ માતુલ ગૃહે શઠ સદ્ય પ્હોંચ્યો. ૧૪

મારીચ રાવણનિવેદન સર્વ જાણી
દે શીખ રામ સહ યુદ્ધ વિશે ન સાર;
એવું સુણી અસુરનાથ લવે પ્રકોપી,
આજ્ઞા ધરો શિર, હણું અસિથી ક્ષણે વા. ૧૫

અનુષ્ટુપ્. હણાવું રામથી તેમ, હણાવું દશશીર્ષથી
રામરાવણ-બે મધ્યે રામથી મરવું ભલું. ૧૬

વિચારી એમ મારીચે દુષ્ટાજ્ઞા શીર્ષકે ધરી
પળ્યો લંકેશ સંગે એ કુરંગ કારમું બની. ૧૭

વસંતતિલકા. સીતા તણી સરસ સુંદર ફૂલવાડી,
ખીલી ભલી, વિવિધ પુષ્પ સુગંધ મ્હેંકે;
ત્યાં કારમું હરિણ દર્ભ ચરંત કૂણું,
સીતાતણું મન હરે નિજ અંગરંગે. ૧૮

દ્રુતવિલંબિત. “ પ્રિય ! કુરંગ મનોહર આ જુઓ !
વિધિતણી શી અલૌકિક આ કૃતિ !
દ્વિમુખ-મંડિત, શી કનકત્વચા !
હૃદય હોંસ-“ધરૂં મૃગકંચલી”. ” ૧૯

"મધુરિ ! એ ભૂલ તું કરતી રખે !
હરિણ ના પણ દાનવ-વંચના;
હરિણ હોય છતાં ન હણ્યું ઘટે,
સ્વસુખ કાજ ન રંક વિદારિયે". ૨૦

"પ્રિય ! સુનીતિ તણાં વચનો વદી,
ન ઠગશો સરલા ગણીને કદિ;
સમજું છું કરૂણાનિધિ છો તમે,
અસુર કૈંક હણ્યા હણી તાડકા". ૨૧

" જગતરક્ષણકારણ મેં હણ્યા,
દનુજ દુષ્ટ, હણી વળી તાડકા;
તૃણ ચરી જળપાન કરી રમે,
હરિણ એ હણતાં ઉભરે દયા." ૨૨

"હનન આ મૃગનું કરતાં અહો !
ઉભરતી મમ નાથ હૃદે દયા !
પુરુષનાં હૃદયો ગભીરાં દિસે,
વચનમુગ્ધ ફસે અબળા હસી. ૨૩

પણ ન નિષ્ઠુર અન્ય સમા તમે
મન હરિ કયમ અંતર ચીરતા?
હૃદયહોંસ પુરો પ્રિય ! આટલી,
કદિ હૃદે લવ હેત વસે ન વા." ૨૪

"હઠ ન કોદિ કરે જનકાત્મજા
કયમ દિસે મતિમાં વિપરીતતા!
વિષમ કૈંક અનિષ્ટ થશે શકે,
વિધિ તણી ઘટના ન કળાય હા!" ૨૫

"મમ થકી અધિક પ્રિય આ મૃગ,
અહહ! ધિક્ક મને મમ જીવવું!"
રુદનમાંજ દિસે અબળાબળ,
પ્રિયતમા રુદને દ્રવતા પ્રિય. ૨૬

અનુષ્ટુપ્. "શાંત થા, સ્વસ્થ થા ઘેલી! આવડો શોક કાં કરે,
લાવું છું મૃગ મારીને વિધિલેખ ફળો ભલે! ૨૭

સૌમ્ય! આ મઢુલી જોજે, દૈત્યોનો ત્રાસ છે ઘણો,
ન મુકીશ કદિ વ્હાલા, એકલી વન જાનકી. ૨૮

ધનુષે શર સાંધીને, પળ્યા તત્ક્ષણ રાઘવ,
ફલંગો મારતું નાઠું, મૃગલું પૂર્ણ વેગમાં. ૨૯

હરિણી. વિકટ વનમાં, મેદાનોમાં, વળી તરુ ઝુંડમાં,
ગિરિ શિખરથી, ઉંડી ઉંડી, ભયાનક ખીણમાં;
સરર સરતું કે ઉડંતું સનાતન વ્યોમમાં
મરણ ભયથી ત્રાસી નાઠું કુરંગમ વેગમાં. ૩૦

રઘુવર ધપે વાયુ વેગે, હણું મૃગ આ પળે,
અહહ! પળમાં ક્યાંનું ક્યાંએ ગયું ગયું દૂરએ;

અરર! શર આ કિંતુ ક્યાંથી અચાનક ભાલમાં
રઘુવર મુખે હર્ષચ્છાયા છવાઇ, ઢળે મૃગ. ૩૧

અનુષ્ટુપ્. ઢળે છે મૃગ કિંતુ આ વહે છે આર્તનાદ શો !
"વ્હારે ધા ઝટ સૌમિત્રે, ફસાયો દૈત્ય જાળમાં" ૩૨

કુરંગરૂપ મારીચ, એમ રાઘવશા સ્વરે;
પુકારી સંચરે સ્વર્ગે રામબાણ પ્રતાપથી. ૩૩

સુણી આ સ્વર સીતાની, કિંતુ શાંતિ ઉડી ગઈ;
"ધિક્ક મ્હેં મંદભાગાએ, ફસાવ્યા નાથ સંકટે. ૩૪

વીર લક્ષ્મણ ધાઓને, હાવાં વિલંબ ના ઘટે;
તમારા બંધુને ઘેરી, નિશ્ચય દાનવો દમે." ૩૫

"ન જન્મ્યો વિશ્વ કો દેવિ ! જે દમે મમ બંધુને;
રામશૌર્ય ન જાણો શું ? નક્કી એ દૈત્યવંચના. ૩૬

"વૃથા ગર્વ ન એ છાજે, મળે ગર્વઘ્ન કો કદિ;
દૈત્યજોર વળી ઝાઝું શું કરે નાથ એકલા." ૩૭

"ન જાણો એકલા દેવિ ! એ ધનુર્ધર રામને;
માત્ર એકજ બાણે એ, હણે દૈત્ય સહસ્રને." ૩૮

"મિથ્યાવાદ વદી વીરા ! વિલંબ શિદને કરો;
સિધાવો સ્વર એ નિશ્ચે નાથનો, નવ અન્યનો." ૩૯

“વિધિએ ધાર્યું તે થાતું, વ્યર્થ સંતાપ આ ત્યજો;
ન વને એકલાં મૂકું તમને રામ શાસને.” ૪૦

જાનકી વદને છાઇ, પ્રચંડ ક્રોધની છટા;
આવેશે કંપતાં ગાત્રો, પ્રજવળે અગ્નિ નેનમાં. ૪૧

માલિની. “કપટ વચન જાણ્યાં, ગીધ તું હંસરૂપે;
હૃદય કુમતિ ધારી, ભ્રાતૃજાયા પ્રતિ તેં,
નવ મમ પતિ દુઃખે, વા રહે તું ઉદાસી;
પરમ પતિપરા હું, નિષ્ફળા આશ તારી.” ૪૨

જયમ મૃગ–શિશુ કંપે ક્રૂર પારાધિ બાણે,
ત્યમ જનકસુતાના વેણુ–બાણે સુધીર;
વદનગગન છાઇ, ગ્લાનિની મેઘમાળા,
હૃદયઉદધિ ડ્હોળે, ક્રોધવાયુ પ્રચંડ. ૪૩

“જનક વડિલ બંધુ જાનકી માત જાણું,
હરિહરિ! મમશીર્ષે તોય આવું કલંક!
હૃદય વિમળ મારૂં, સેવના સ્વાર્થહીના
તદપિ વચન આવાં અંતરે આ સહેવાં. ૪૪

વસંતતિલકા. આ કાનને નિવસતા અધિ દેવતાઓ,
જુઓ તમે મનુજ કર્મ રહ્યા પરોક્ષે;
જાણો વળી મનુજ–અંતર ઉર્મિમાળા,
જાણો તમે હૃદયના મમ ભાવ ઉંડા. ૪૫

સંકલ્પ દુષ્ટ હૃદયે ન કર્યો કદાપિ,
તો સાખ હો વિમળ-અંતરભાવનાની:
હું રામશાસ્ત્ર ગણી પ્રિય શીર્ષ માટે,
રક્ષું ઉભો જનકનંદિની દાનવોથી. ૪૬

સ્રગ્ધરા. શંકાતાપે તપેલી તમ મનમરૂભૂ વ્યર્થ ત્યાં બોધવૃષ્ટિ,
શૂન્યા જ્યાં જ્ઞાન દૃષ્ટિ જડ મદપડળે સત્યસૌંદર્ય વ્યર્થ;
આજ્ઞા ધારી તમારી રઘુવર કુમકે આ પળું સત્ય માતા,
રક્ષો સૌ વિઘ્ન ટાળી વનવન વસતા દેવતા આપને સૌ." ૪૭

## સર્ગ ૯ મો સીતાહરણ.

શ્લોક ૧-૪૨. યોગીવેશે રાવણનું રામના આશ્રમે આવી ભિક્ષા યાચન. સીતાએ વનફળ આપવા માંડવું. રાવણનાં મર્મવેધક વચનો. સીતાનો પશ્ચાત્તાપ. "પ્રતાપી રામચંદ્રની પત્ની છું" એમ કહી સીતાએ રાવણને ડરાવવા વ્યર્થ યત્ન કરવો. રાવણનું છતા થવું અને પ્રેમયાચના કરવી. સીતાનો ક્રોધ. સીતાહરણ. સીતાનું આક્રંદ. જટાયુનો સીતાને છોડાવવા વ્યર્થ પ્રયત્ન. રાવણે જટાયુને પાંખો મરોડી પૃથ્વીપર નાંખવો.

અનુષ્ટુપ્. "અહાલેક અહાલેક" શબ્દથી વન ગાજતું,
ડોલતો ડોલતો આવે, યોગી કો અવધુત આ. ૧

ભભૂતિ રાજતી અંગે મસ્તકે પિંગળા જટા,
હસ્તિ શા સ્થૂળ અંગોએ કફની ભગવી ભલી. ૨

વિરાજે કાખમાં ઝોળી કંઠમાં રૂંઢમાળ ને,
ચરણે પાદુકા શોભે, હસ્તે દંડ કમંડળું. ૩

રાઘવાશ્રમ આવી એ અહાલેક જગાવતો,
"ભિક્ષાં દેહિ" વદી ઉભો, સીતા–સૌંદર્ય–મુગ્ધ એ. ૪

અતિથિ આંગણે આવ્યો તેહ સત્કારવો ઘટે,
વિચારી, જાનકી આણે ભિક્ષાર્થે મધુરાં ફળો. ૫

'સુંદરિ ! તવ આ ભિક્ષા સ્વીકારીશ ઉમંગથી,
કિંતુ કોણુ સુભાગીની પત્ની તું? કોણુ તું ? કહે. ૬

ગંધર્વી કિન્નરી કે તું અપ્સરા સ્વર્ગવાસિની,
કે તું વિદ્યાધરી સુભ્રુ! કે દેવી ? નાગકન્યકા ? ૭

લક્ષ્મી મહેશ્વરી કે તું ભાગ્યદેવી ? યશેશ્વરી !
રતિ કે વનદેવી તું ? નામ શું તવ સુંદરી ! ૮

અંગોઅંગતણી શોભા સૌંદર્ય તેજ કાંતિ આ,
ન દિસે માનુષી કિંતુ દૈવી સ્વર્ગીય એ દિસે. ૯

ઓષ્ઠે પ્રવાળની શોભા દંતે મુક્તાફળ–દ્યુતિ,
કપોલે પદ્મકાંતિ ને નયને પ્રેમજ્યોતિ હા ! ૧૦

ખીલતી યોવનશ્રીની મૂર્તિ તું મનમોહિની,
એકલી અટુલી શાને ઘોર આ વનમાં વસી ? ૧૧

ક્રૂર રાક્ષસ સિંહો ને વ્યાઘ્ર આ વનમાં ભમે,
સુકોમળાંગિનીને ના આ સ્થળે વસવું ઘટે. ૧૨

તું સમી સુંદરી શોભે રમ્ય રાજમહાલયે,
વલ્કલે લાજતી તારી કાંતિ દિવ્યાંબરોચિતા. ૧૩

કુમળી વયમાં આ શાં સહેવાં દુઃખ દોહ્યલાં,
વ્યર્થ દેહકળી શાને આમ આ કરમાવવી ? ૧૪

મર્મ કો ગૂઢ ભાસે છે વૃત્તમાં તવ સુંદરી !
કથી આત્મકથા મારી આકાંક્ષા પૂરવી ઘટે. ૧૫

શાલિની. યોગી વેશે ધૂર્ત કો આ દિસે છે,
શબ્દે શબ્દે દુષ્ટ સંકલ્પ ભાસે;
સૌમિત્રિ ના, આશ્રમે ને ન નાથ,
હાવાં શું શું હા ! કરૂં હું અનાથ ! ૧૬

અનુષ્ટુપ્. મનોભાવ દબાવીને હૃદયે નાથને સ્મરી,
ગર્વપૂર્ણ મુખાંભોજે ધરી ધૈર્ય વદે સતી. ૧૭

''જનક મિથિલાભૂપ વિદેહી સંત–આશ્રય,
પ્રેમી એહ પિતાની હું લાડિલી ભૂમિજા સુતા. ૧૮

ઋષિ સંતતણા ત્રાતા, કાળ દાનવ દુષ્ટના,

રામચંદ્ર પતિ મારા ઇક્ષ્વાકુ વંશભૂષણુ. ૧૯
પ્રતાપે સૂર્ય ચંડાંશુ, ને શૌર્યે વીર કેસરી,
સૌંદર્યે કામ તેજસ્વી સ્નેહાબ્ધિ નાથ એ મમ. ૨૦

કૌશિક યજ્ઞ સંરક્ષ્યો સુબાહુ તાડકા હણી,
રૌદ્રચાપ મરોડીને તોડયો ભાર્ગવનો મદ. ૨૧

તાતાજ્ઞા શીર્ષકે ધારી ત્યજી વૈભવ રાજ્યના,
વસ્યા આ વનમાં વાસ વીર બે રામ લક્ષ્મણુ. ૨૨

રાવણુભગિનીનાં એ, છેદ્યાં બે કર્ણ નાસિકા,
ખર દુષણુ દૈત્યોને રોળ્યા ચૌદ સહસ્રને. ૨૩

પૃથ્વી. સતીવચનવાયુએ દનુજવૈરવહ્નિ જ્વલે,
બને નયન રકત ને કરચલી કપાળે પડે;
વહે રુધિર વેગમાં રગરગે ભમે મસ્તક,
સ્મરી સ્વયતિવેશને હૃદયભાવ દાબી વદે. ૨૪

અનુષ્ટુપ. "રણુધીર હશે તોયે બુદ્ધિમાં મૂઢ એ દિસે,
ત્યજી એકાકિની તુને, આ વને બેય કયાં ગયા" ? ૨૫

"ચરન્ત મૃગ કો આવ્યો, સુવર્ણુવર્ણ કારમો,
એ કુરંગમ લાવણ્યે લોભાયું ચિત્તડું મમ. ૨૬

પળ્યા નાથ સુણી મારી પ્રાર્થના મૃગ મારવા,
લક્ષ્મણુ કુમકે ધાયા સાંભળી સ્વર બંધુનો. ૨૭

વિરાજો આશ્રમે આપ ક્ષણમાં નાથ આવશે,
યોગ્ય સન્માન દેશે આ ભિક્ષા આપ પરિગ્રહો. ૨૮

વળી કોણ મહાત્માના દર્શે હું ધન્ય જીવિતા,
કહો કોણ મહર્ષિના કુળને ઉજ્જ્વળ્યું તમે ? ૨૯

વસંતતિલકા. "આ જંગલે ભટકતો યતિ હું ન કિંતુ,
લંકાધિરાજ દશશીર્ષ મહાપ્રતાપી;
આ પ્રેમભેખ દયિતે ! તવકાજ ધાર્યો,
દે પ્રેમની મધુરિ ! આદરપૂર્ણ ભિક્ષા." ૩૦

હરિણી. ગરિબ હરિણી વ્યાઘ્ર ત્રાડે છળી મરતી ભયે,
અસુર વચને કંપી તેમ સુકોમળ જાનકી.
હૃદય ન ધર્યો મેં દુષ્ટાએ સુબોધ હૃદીશનો,
વળી અવગણ્યા સૌમિત્રિને રિમાસણ આ વૃથા! ૩૧

વસંતતિલકા. "લંકેશ છત્રપતિ કે શતશીર્ષ હોતું,
આ વિશ્વનો અધિપતિ પ્રભુ હો ભલે તું;
હું છું સતી ભભકતી શઠ ! વહ્નિજ્વાળા,
રે સ્પર્શતાંજ મુજને બળી ભસ્મ થાશે." ૩૨

"મીઠાં સુણી વચન આ તવ મંજુકંઠિ!
લાગે કઠોર અતિ કોકિલકંઠવાણી;
અંતઃપુરે અણગણી પ્રમદા પ્રમત્તા,
મંદોદરી પણ ખરી તવ તુલ્ય કો ના. ૩૩

જીત્યા નરેશ બહુ દેશ વિદેશ જીત્યા,
બાંધ્યા કરી વશ નવે ગ્રહ મેં પલંગે;
એવો બલી સુભટ આ તવ દાસ યાચે,
દે પ્રીતિદાન ઝટ રાઘવ રંક ત્યાગી." ૩૪

"જીત્યા હશે નૃપતિને બહુ દેશ દેશો,
સૌ વ્યર્થ માન યદિ કામ નહીં જીતાયો;
છંછેડતાં વિફળ સિંહણને શિયાળ,
થાશે ક્ષણે કુળતણો તવ નાશ જાણ." ૩૫

"હાવાં હરી હૃદય ના તલસાવ ઘેલી,
લંકેશ કિંતુ તવ સેવક રંક યાચું;
મંદોદરીય બનશે તવ દીન દાસી,
પ્રાર્થું દશાનનતણી હૃદયેશ્વરી થા." ૩૬

"છેદાય કાં ન શતધા તવ દુષ્ટ જિહ્વા,
ઉચ્ચારતાં વચન લંપટ ક્રૂર આવાં;
રે ધારતાં કુમતિ આ પરયોષિતાર્થે,
કાં વહ્નિ ના પ્રકટતો તવ રોમરોમે. ૩૭

ખીજ્યા મૃગેન્દ્રમુખનો જધ વાળ તાણ,
કે ખેંચ ઝેર ઝરતી ભુજગેન્દ્રદાઢ;
કે સ્પર્શ તું વિષમ વહ્નિશિખા તથાપિ,
છંછેડ મૂઢ ન સતી કહિ વીરબાળા." ૩૮

માલિની. વિફળ વિનવણી ને વ્યર્થ સૌ ક્રોધ એનો,
કઠિન અસુર હૈયું ના દ્રવે કે ન કંપે;
અશરણ અબળાને હા ! ગ્રહી દુષ્ટ દૈત્યે,
વિમળ શશિકલાને હા ! ગ્રહે રાહુ જેમ. ૩૯

વસંતતિલકા. " હા ! **નાથ** ! હા ! હૃદયવલ્લભ ! સૌમ્ય ! ધાઓ,
આ દુષ્ટ રાક્ષસતણા ભયથી બચાવો."
આક્રંદ એમ કરતી જનકાત્મજાને,
સ્કંધે ધરી અસુરનાથ નભે સિધાવ્યો. ૪૦

અનુષ્ટુપ. હા ! **સી**તારૂદને રોતાં વનપક્ષી તરૂવરો,
આર્તનાદ સુણી કિન્તુ વ્હારે ધાય જટાયુ ત્યાં; ૪૧

લડયો શૌર્ય ધરી શૂરો દુષ્ટ સંગ જટાયુ એ,
મરોડી પાંખ હા દુષ્ટ દશા દીન કરી ગયો. ૪૨

## સર્ગ ૧૦: સીતાશોધ

શ્લોક ૧-૩૦. લક્ષ્મણ સાથે મૃગમારીને રામચંદ્રનું પાછા આવવુંઅને સૂની મઢૂલી જોતાંજ મૂર્ચ્છા પામવું. રામવિલાપ. પક્ષહીન જટાયુનું રામને સીતાહરણના સમાચાર આપી મૃત્યુ પામવું. જટાયુનો અગ્નિસંસ્કાર. કબન્ધ ઉદ્ધાર. શબરીનું આતિથ્ય સ્વીકારી પંપા સરોવરે જવું. હનુમાન સાથે મેળાપ. સુગ્રીવ અને રામની મૈત્રી. પરસ્પર સાહાય્ય કરવાની પ્રતિજ્ઞા. સુગ્રીવને રામચંદ્રના બલની પ્રતીતિ ન પડવાથી રામચંદ્રે અંગુષ્ઠના

સ્પર્શમાત્રથી દુંદુભીદૈત્યના શબને દશ યોજન દૂર ઉછાળવું, અને એક બાણે સાત તાડ, પર્વત અને રસાતલને વિંધવા. વાલિસુગ્રીવયુદ્ધ. રામે વાલિને મારી મોક્ષ આપવો. સુગ્રીવને કિષ્કિંધાભૂપ સ્થાપવો. સીતાની શોધ માટે હનુમાન આદિ કપિઓનું ભટકવું. હનુમાને સમુદ્ર ઉલ્લંઘી અશોક વાડીમાં સીતાને મળવું. રામની મુદ્રિકા સીતાને અર્પણ કરવી. અક્ષવધ. લંકાદહન. રામને સીતાએ આપેલો મણિ આપી હનુમાનનું કૃતાર્થ થવું. રામની ઉત્સુકતા.



અનુષ્ટુપ્. આશ્રમે મૃગ મારીને આવ્યા રામ સલક્ષ્મણ,
સૂની પેખી મઢૂલીને મૂર્ચ્છિત ધરણી ઢળ્યા. ૧

જપે જાપ પ્રિયા કેરો શોકવ્યાકુળ અંતરે,
વનમાં ભટકે શોધે "છૂપી કયાં અહ સુંદરી !" ૨

દ્રુતવિલંબિત. "નવ વિયોગ સહી શકતી પ્રિયે !
કયમ વિખૂટી થઇ તવ આ સમે !
હૃદય કાંઈ દયા પ્રિય લાવ તું,
મધુરિ આમ નહીં અકળાવ તું. ૩

શિખરિણી. ગઇ કયાં તું મીઠી ! હૃદય મમ હે ! જીવન સખી !
જઇ કયાં હું શોધું, જન વનવિશે કે નભવિશે ?
વદો પંખી વ્હાલાં ! વિટપ ! વનવાસી ! પશુજનો !
પુછે છે આ ઘેલો, સુતનુ મમ દીઠી વન કદી ? ૪

અનુષ્ટુપ્. શોધતાં વનમાં દીઠો, પક્ષહીન જટાયુને;
રક્તબિંબ દિસે કેવો જાણે પ્રફુલ્લ કિંશુક ! ૫

સીતાહરણ વૃત્તાન્ત તેણે રાઘવને કહ્યો,
પોતાનું સુમહત્કર્મ વણે આવેદી એ મુઓ. ૬

પિતાતુલ્ય પિતાસ્નેહી, પક્ષીરાજ જટાયુની;
અગ્નિસંસ્કારથી માંડી, કીધી સૌ ઉત્તરક્રિયા. ૭

શાપમુક્ત હણી કીધો, કબન્ધનામ દૈત્યને,
પ્રશંસી શબરીભક્તિ તેણે સ્વર્ગ સિધાવતાં. ૮

પધારી શબરી ધામે, આરોગી બદરીફળો,
ઉદ્ધારી ભીલડી ભોળી, ગયા પંપા સરોવરે. ૯

હરિગીત. બહુ કમળ વિકસ્યાં સરવરે ને હંસવૃંદ ક્રીડા કરે,
ત્યાં મંદમંદ સમીર-લહરી શાંતિ રેલે દશ દિશે;
હનુમાન વાનરવીર રઘુવર શરણ આવી ત્યાં નમે,
“હે નાથ ! જીવન ધન્ય માનું આપના દર્શનવડે. ૧૦

હું પવનસુત હનુમાન વાનર સૈન્યનો સેનાપતિ,
સુગ્રીવ નામ કપીન્દ્ર છે મમ નાથ કિષ્કિંધાપતિ;
આ માલ્યગિરિની કંદરો અમ રંક દીન નિવાસ છે,
મમ નાથ હૃદયે આપના દર્શનતણો અભિલાષ છે.” ૧૧

અનુષ્ટુપ્. અનુજ્ઞા રામની પામી તત્ક્ષણુ વાયુનંદને,
અગ્નિની સાક્ષીએ સાધી, મૈત્રી સુગ્રીવ-રામની. ૧૨

કથ્યો વૃત્તાંત સીતાનો સુગ્રીવપ્રતિ રાઘવે,
ને રામપ્રતિ સુગ્રીવે, અત્યાચાર સ્વબંધુનો. ૧૩

પ્રતિજ્ઞા રાઘવે લીધી, તદા વાલિવિનાશની,
વાલિબલજ્ઞ સુગ્રીવ, પામ્યો પ્રતીતિ કિંતુ ના. ૧૪

"મહા પર્વતશો નાથ, દુંદુભિ દૈત્ય આ જુઓ,
હણીને વાલિએ એને, ઉછાળ્યો દૂર આટલે. ૧૫

ક્યાં એ મહાબલી વાલિ, ને સુકોમળ આપ ક્યાં"
રાઘવપ્રતિ સુગ્રીવ, દૈત્યને દાખવી વદે. ૧૬

હસિત-વદને રામે, વિલોકી અસ્થિ-રાશિને,
ઉછાળ્યો પાદઅંગુષ્ઠે, સંપૂર્ણું દશ યોજન. ૧૭

વળી શૌર્ય-પ્રતીત્યર્થં, રામે એક મહાશરે,
હા ! સપ્ત શાલને ભેદ્યા, ભેદ્યા ગિરિ રસાતલ. ૧૮

રામશૌર્ય વિલોકીને, પામ્યા હર્ષ મહાકપિ;
ને વાલિસહ યુદ્ધાર્થે પળ્યા રાઘવસંગમાં. ૧૯

દ્વંદ્વયુદ્ધ મહા જામ્યું, વાલિ-સુગ્રીવ બંધુનું,
પ્રહારો પુચ્છ-મુષ્ટિના, કરતા એક એકને. ૨૦

વસંતતિલકા. કોપ્યો પ્રચંડતનુ વાનરવીર વાલિ,
એ ચોગુણા બળથકી કરતો પ્રહાર;
સુગ્રીવ ભીમબલ વાલિપરાક્રમે ત્યાં,
ત્રાસી પ્રભુપ્રતિ કરે કુમકાર્થ દષ્ટિ. ૨૧

છૂટયું અમોઘ શર રાઘવચાપથી ત્યાં,
ને વાલિ ભૂમિ ઢળતો 'પ્રભુ હા!' પુકારી;
"કીધો અનુગ્રહ વિભો! દઇ ચાપદંડ,
આ બાળ આપ શરણે" વદી મોક્ષ પામ્યો ૨૨

અનુષ્ટુપ. કિષ્કિંધા રાજ્યનો સ્વામી, સ્થાપી સુગ્રીવરાજને,
સોંપી તારા વળી કીધી, પ્રતિજ્ઞા પૂર્ણ રાઘવે. ૨૩

સ્રગ્ધરા. સીતાની શોધકાજે કપિદળ ભટકે કૂદતાં ચોદિશામાં,
જાણે રામાવિયોગી રઘુવરમનની વિભ્રમે કામનાઓ;
પામી સીતા પ્રવૃત્તિ હનુમત જલધિ કૂદતાં એક ફાળે,
ઉલ્લંઘે વીતરાગી વિકટ ભવતણા સિંધુને જેમ જોતાં. ૨૪

વસંતતિલકા. લંકા સુવર્ણમય રાવણ-રાજધાની,
ત્યાં રાજતી સુરભિપૂર્ણ અશોકવાડી,
ત્યાં જાનકી વિરહવિહ્વળ રાક્ષસીમાં;
જાણે દિસે મધુલતા વિષવલ્લરીમાં. ૨૫

અનુષ્ટુપ. શોધતા શોધતા આવ્યા, મારુતિ એહ ધામમાં;
દશા દીન નિહાળીને, દીધી રાઘવમુદ્રિકા. ૨૬

દિલાસો દઈ સીતાને, પ્રિય સંદેશથી બલી;
બની મત્ત, હણી અક્ષ, બાળે લંકપુરી બલી. ૨૭

અભિજ્ઞાન મણિ મોઘું, સીતાહૃદય મૂર્તિમત્;
દાખવ્યું રામને આવી, કૃતકૃત્ય થયા બલી. ૨૮

અતિ પ્રેમ ધરી ધાર્યું, હૃદયે રાઘવે મણિ;
પ્રિયાલિંગનનું પામ્યા, સુખ મીલિત લોચને. ૨૯

પ્રિયાપ્રવૃત્તિ પામીને જાનકીસંગમોત્સુક;
માને અર્ણવને ખાડી, લંકાને દુર્ગ રાઘવ. ૩૦

## સર્ગઃ ૧૧ યુદ્ધ

શ્લોક ૧-૨૩ વાનરોનું લશ્કર લઇ રામનું લક્ષ્મણ સાથે લંકાપ્રતિ પ્રયાણ. સમુદ્રતીરે પડાવ. વિભીષણનું શરણે આવવું. લંકેશ સ્થાપવાનું તેને રામચંદ્રે વચન આપવું. પાષાણસેતુ બાંધી સમુદ્ર ઉલ્લંઘી રામસૈન્યે લંકાને ઘેરો ઘાલવો. અંગદવિષ્ટિ. યુધ્ધ. રાક્ષસમાયાથી સીતાનું ઠગાવું, ત્રિજટા નામની રાક્ષસીએ સીતાના મનનું સમાધાન કરવું. સીતાની લજ્જા. રાવણની શક્તિથી લક્ષ્મણની છાતીનું વિંધાવું. હનુમાને મહૌષધિ આણી લક્ષ્મણને દુઃખમુક્ત કરવા. લક્ષ્મણના બાણથી રાવણસુત ઇંદ્રજિતનું મૃત્યુ. સુગ્રીવે કુંભકર્ણનાં કાનનાક છેદવાં. રામના બાણથી કુંભકર્ણનું મૃત્યુ. રાવણનું યુદ્ધ માટે આગમન. રામચંદ્ર માટે ઇંદ્રે રથ મોકલવો. દારૂણ યુદ્ધ. બ્રહ્માસ્ત્રથી રાવણનાં દશ મસ્તકનું છેદન. દેવતાઓનો આનંદ.

હરિણી. અસુરપતિના, ઉચ્છેદાર્થે, સજી કપિ સૈન્ય ને,
રઘુવર બહુ ભ્રાતા સંગે, ચઢયા રણશૌર્યમાં;
કપિદળ ધપે ભોમે વ્યોમે હુકાર ગજાવતું,
ગિરિસમ કપિ સુગ્રીવાદિ મહા જય ઘોષતા. ૧

વસંતતિલકા. નાંખે પડાવ રઘુનાથ સમુદ્ર-કૂલે,
ત્યાં રાવણાનુજ વિભીષણ શર્ણ આવ્યો;
જાણી સુભક્ત શરણું દઇ કોલ દીધો,
"સ્થાપીશ રાક્ષસ તણો અધિરાજ તુંને." ૨

બાંધ્યો સુસેતુ જલધિપર વાનરોએ,
છાયાપથ જયમ શરદ્‌ગગને વિરાજે;
ઘેરી બધી ઉતરી સાગરપાર લંકા,
શી હેમકોટસમ પિંગલ વાનરોએ. ૩

અનુષ્ટુપ. પાઠવ્યો કરવા વિષ્ટિ અંગદ વાલિ-નંદન,
આવ્યો રાવણને કિંતુ યુદ્ધામંત્રણ દેઇને. ૪

વસંતતિલકા. ભારી મચ્યું પ્લવગ-રાક્ષસ-યુદ્ધ ત્યાંહીં,
કાકુત્સ્થ રાવણ તણા જય-ઘોષ ગાજે,
છાયું બધું નભ ચમૂપદધૂલિ માંહી,
ને વર્ષતા ગિરિશિલા તરુ અસ્ત્ર શસ્ત્રો. ૫

શિખરિણી. વદે સીતા પ્રત્યે દશવદન માયા-શિર ગ્રહી,
મુઓ યુદ્ધે રામ પ્રિય રમણ તારો મદભરી !

રચી વિદ્યુજ્જિવ્હે કપટમય માયા અવનવી;
ઢળે ભૂ વૈદેહી રઘુવરશિરચ્છેદ નિરખી. ૬

અનુષ્ટુપ્. વદી, "રાક્ષસ–માયા આ," ત્રિજટા નામ રાક્ષસી,
સાવધાન કરે સ્નેહે સીતાને વચનામૃતે. ૭

હરિણી. હૃદય ભરતાં વેણો સીતા સુણી ત્રિજટા તણાં,
મનશુચ તજે કિંતુ ચિંતી હૃદે બહુ લાજતી;
"કઠિન–હૃદયા હું હા કેવી નમેરી અભાગિની,
પ્રિયતમ તણું જાણ્યું મૃત્યુ છતાં કયમ જીવતી?" ૮

વસંતતિલકા. મોટા પડતા અસુરવીર રણે નિહાળી,
નાગાસ્ત્ર ઇન્દ્રજિત રાવણસૂનુ મૂકે;
એ અસ્ત્રબંધ ભડ રાઘવ બાંધવોનો,
થાતો ખગેશ ભયથી ઝટ સ્વપ્ન જેવો. ૯

પૌલસ્ત્ય શકિત થકી લક્ષ્મણવક્ષ વીંધી,
વીંધે અનાહત રમાવર ઉર શોકે;
આણે મહૌષધિ બલી કપિરાજ મોંઘી,
સૌમિત્રિ ઔષધિગુણે હત દુઃખ ઉઠે. ૧૦

હરિણી. દ્વિગુણિત બળે કોપી મૂકે સુધીર શરો રણે,
અસુરદળમાં વાગે હાંકો સુલક્ષમણ વીરની;
દશરથ સુતે સંહાર્યો આ દશાનનનંદન,
કપિદળ ઘણાં હર્ષે કુદે ઘુમે અરિ–સૈન્યમાં. ૧૧

અનુષ્ટુપ. કુંભકર્ણ તણાં છેદ્યાં સુગ્રીવે કર્ણનાસિકા;
પ્રચંડ ગિરિશો આવે ધુર્કતો રામ સન્મુખ. ૧૨

વંશસ્થ. "વૃથા જગાડયો તવ બંધુએ તુંને,
સુતો હતો જે મૃદુ નિંદભોગમાં,"
વદન્ત રામાસ્ત્ર શું કુંભકર્ણને,
રણે સુવાડે ઝટ દીર્ઘ નિંદમાં. ૧૩

અનુષ્ટુપ્. નહિ રાવણ કે રામ જગમાં આજ-એમ એ,
દૃઢ ટેક ધરી આવ્યો યુદ્ધકાજ દશાનન. ૧૪

પદાતિ રામને પેખી ને દશાનનને રથી,
પાઠવે રથ રૂપાળો હરિયુક્ત પુરંદર. ૧૫

ટેકીને માતલિસ્કંધે જયશીલ રથે ચઢી,
ધાર્યું માતલિ હસ્તે ત્યાં માહેન્દ્ર વર્મ રાઘવે. ૧૬

વસંતતિલકા. દારૂણ યુદ્ધ રિપુ રાવણ રામ કેરૂં,
કેવું મચ્યું તુમુલ વિધુત અગ્નિ વર્ષે;
અન્યોન્યથી નવ હઠે લવલેશ શૂરા,
સંહારતા અરિદળો ભડ વિક્રમેશા. ૧૭

ત્યાં રાવણે પ્રિયસમાગમ સૂચનારો,
વીંધ્યો સ્ફુરંતભુજ દક્ષિણ રામ કેરો;
રામાસ્ત્ર તત્ક્ષણ દશાનન ઉર વીંધી,
ભૂમાં સર્યું ખબર નાગજને કહેવા. ૧૮

શું વ્યોમ અસ્ત્રઘનથી ઘનઘોર છાયું,
ને વીજ શી ચમકતી અસિ કારમી શી;
વૃષ્ટિ ક્ષુરપ્ર ગિરિ અસ્ત્રતણી અગાધ,
શી ગર્જના ગડગડે જય ઘોષણાની. ૧૯

ત્યાં લોહશંકુ-વર્તો સાંગ સુરારિ મૂકે,
આ અર્ધચંદ્રશરથી પ્રભુ તેહ છેદે;
નાગાસ્ત્ર રાવણતણું ગરુડાસ્ત્ર મૂકી,
અગ્ન્યસ્ત્ર રાઘવ ઘનાસ્ત્ર થકી નિવારે. ૨૦

સાધ્યું અમોઘ શર એક ધનુર્ધરે ત્યાં,
સીતા-વિષાદ-ઉર-શલ્ય નિવારનારૂં;
બ્રાહ્માસ્ત્ર તીક્ષ્ણ દશધા મુખભિન્ન છૂટયું,
જાણે પ્રચંડ ફણ-મંડળવાન શેષ. ૨૧

તે મંત્ર-યુક્ત શર રાવણ શીર્ષ-પંક્તિ,
છેદન્ત અર્ધપળમાં અતિ દીપ્તિમાન;
પૌલસ્ત્યશત્રુ શિર દેવ સુપુષ્પ વર્ષે,
શા ભેરિનાદ સુરદુંદુભિના જ ગાજે. ૨૨

માલિની. સુરરિપુ રણ રોળી દેવકાર્ય પ્રપૂર્યું,
અસુરદળ વિદારી ભૂમિનો ભાર ટાળ્યો;
પરમવચન પાળ્યું ધન્ય દેવાધિદેવે,
કપિદળ જય ઘોષે કૂદતાં હર્ષ ઘેલાં. ૨૩

## સર્ગ ૧૨: પ્રત્યાગમન

શ્લોક ૧-૧૬. અગ્નિસ્નાન કરી શુદ્ધ થયેલ સીતાનો સ્વીકાર. વિભીષણનો લંકાપતિ તરીકે રાજ્યાભિષેક. પુષ્પક વિમાનમાં બેસી રામનું અયોધ્યા પ્રતિ પ્રયાણ. ભરતનું સ્વાગત માટે અમાત્ય અને સૈન્યની સાથે રામની સામા આવવું. બંધુઓનો મેળાપ. કુસુમોદ્યાનમાં ઉતારો. માતાનો આનંદ.



શાર્દૂલ. અગ્નિસ્નાનવિશુદ્ધ ભૂમિતનયા સપ્રેમ સ્વીકારતા
ભેટી પ્રાણ સખી વિયોગ વિધુરા હર્ષાશ્રુવર્ષાવતા,
લંકાધીશપદે વિભીષણ બલી સ્થાપી ચઢી પુષ્પકે
સુગ્રીવ પ્રિય બંધુ સંગ વિભુ શા જાતા અયોધ્યાપુરે. ૧

અનુષ્ટુપ. ગુંજતું ઘંટડીસુરે ધપતું પૂર્ણ વેગમાં
પુષ્પક રામ સીતાને દિવ્ય રંગ ઝુલાવતું. ૨

સ્રગ્ધરા. "સીતે! આ સેતુ ભાળો, જલધિ ધુધવતો, આ ગિરિ માલ્યકાળો,
કિષ્કિંધા આ જ, પંપા સરવર ઝુલતું, ગૌતમી આ નિહાળો;
શોભે શી ફૂલવાડી નવ કુસુમવતી પંચવટ્યાશ્રમે આ,
ને આગસ્ત્યાશ્રમે શી હવિ સુરભિ મધે સત્ત્વસિંચન્ત હૈયે. ૩

નામે પંચાપ્સરસ્ શું રમણ સર રુડું શાત કર્ણીતણું આ,
શોભે સુતીક્ષ્ણ કેરો, શુચિમઠ લલિતે! શાર ભંગીય આ તો;

શૃઙ્ગી આ વ્યોમ-ચુંબી સમદ વૃશભ શો રાજતો ચિત્રકૂટ,
રેલે મંદાકિની આ વિમળજળવતી ભૂમિ મુક્તાવલીશી ! ૪

દ્રુતવિલંબિત. "પુનિત રમ્ય તપોવન અત્રિનું,
વિમલ ભાગીરથી સહ રાજતું;
ગહન શ્યામ ઉભો વટરાજ આ,
સમદ આ યમુના સહ જાહ્નવી. ૫

વસંતતિલકા. શી પુણ્ય તીર્થવર આ સુખદ પ્રયાગે
ભેટે સહર્ષ યમુના પ્રિય જાહ્નવીને !
ઇંદીવરે ધવલ-પંકજ-માલ ગુંથી !
કે ઇંદ્રનીલમણિ-મૌક્તિક માલ મોંઘી ! ૬

આ શૃંગવેર ગુહની પ્રિયરાજધાની
જ્યાં મેં ત્યજી મુકુટ, શીર્ષ જટા ધરી'તી,
આ પુણ્યવારિ સરયૂ, મમ જન્મધાત્રી;
મોંઘા તરંગ હિમશીકરથી વધાવે. ૭

મંદાક્રાંતા. સંધ્યા જેવી કપિશ ઉડતી ધૂલિ ભાળો પ્રિયે આ,
હા ! આવ્યા શું પ્રિયભરત આ સ્વાગતે સૈન્ય સાથે;
અગ્રે આવે કુળગુરુ પછી વૃદ્ધ શાણા અમાત્યો,
કંથાધારી ભરત સચમૂ અર્ધ્યપાણિ પધારે." ૮

અનુષ્ટુપ્. રામ એમ વદે ત્યાંતો, ઉતર્યું ભૂમિ પુષ્પક;
આનંદાશ્ચર્યમાં ડૂબી, નીખતા પુરના જનો. ૯

વસંતતિલકા. ઇક્ષ્વાકુવંશ ગુરુને પ્રણમી નરેન્દ્ર,
ભેટયા ભલા ભરતને શુચિ અર્ઘ્ય પામી;
મીઠા મધુર વચને શુભ દૃષ્ટિપાતે,
સત્કાર મંત્રિવરનો અતિ યોગ્ય કીધો. ૧૦

"સુગ્રીવ આ વ્યસનબંધુ કપીન્દ્ર મારા,
પૌલસ્ત્ય આ નૃપ વિભીષણ દાનવેશ;"
એવું સુણી કથન રાઘવનું વિશેષ,
સન્માનતા ભરત બંધુ–સખા પ્રણામી. ૧૧

શાર્દૂલ. સીતા બંધુજનો સહે રઘુપતિ એ ગુંજતાં પુષ્પકે,
રામાજ્ઞા ધરી શીર્ષ દાનવપતિ સોહામણા સ્યન્દને;
સુગ્રીવાદિ કપીન્દ્ર દાનઝરતા માતંગ–રાજે વળી,
આરોહી, જય હર્ષનાદ ઝીલતા આવ્યા અયોધ્યાપુરે. ૧૨

અનુષ્ટુપ્. સુંદર કુસુમોદ્યાને શત્રુઘ્ને તંબુઓ રચ્યા,
સકળ સાથ સંગે ત્યાં, ઉતર્યાં રામ જાનકી. ૧૩

પ્રણમે વિજયી વીરો દુઃખિણી જનની પદે,
વધાવે જનની બાળો પ્રેમાનંદાશ્રુ મોતીડે. ૧૪

"પ્રણમે મંદભાગા આ પતિની કલેશકારિણી,
તમારી આ વધૂ સીતા," વંદે એમ વદી વધૂ. ૧૫

દુઃખાર્ણવતરી મોટો આવ્યા સબંધુ રાઘવ,
"વત્સે તવ સુવૃત્તે એ," સપ્રેમ સાસુજી વદે. ૧૬



## સર્ગ ૧૩ઃ રાજ્યાભિષેક

શ્લોક ૧–૧૫. અભિષેક. પુરજનોનો આનંદ. સામૈયું. રાજમંદિરમાં રામની પધરામણી. ઋષિઓ, સુગ્રીવ, વિભીષણ અને પુષ્પકને વિદાય. સમરાજ્ય. ચિત્ર સદન.



હરિગીત. ભરી પુણ્ય તીર્થજળે પ્રકાશિત હેમકુંભ અમાત્ય સૌ,
રઘુવંશ–ભૂષણુનો કરે અભિષેક રાજ્યપદાસને;
સરિતા સમુદ્ર સરોતણા જળ સિંચતા કપિ રાક્ષસો,
રઘુનાથશીર્ષક, જેમ વિન્ધ્યનગેન્દ્ર શીર્ષ ઘનાઘનો. ૧

અનુષ્ટુપ્. વલ્કલે રાજતી જેની કાંતિ શીતળ ચંદ્રશી,
કોટિ સૂર્યસમી દીપે તેહ રાજેન્દ્રઅંબરે. ૨

વસંતતિલકા. હા હર્ષ પૌર–જન અંતર ના સમાતો,
મોતીતણાં નવલ ચોક સુપુષ્પ પૂર્યા.
શાં છાંટણાં અગર ચંદનનાં સુછાંટયાં:
શી દ્વારદ્વાર નવતોરણ માળ શોભે. ૩

શાણા અમાત્ય કપિ દાનવ ભૂપ સંગે,
શ્રી રામચંદ્ર નિજ રાજ્યપુરે પધારે;
વાજિંત્રનાદ જય મંગળનાદ ગાજે,
ગોખે ચઢી નગર સુંદરી લાજ વર્ષે. ૪

ગુંજન્ત ઘંટરવ શો રથ હર્ષ રેલે,
ને અશ્વ શા થનગને તરલા રૂપાળા;
શત્રુઘ્નલક્ષ્મણ ધરે શિર ચામરો શા,
ધારે રુડું ભરત છત્ર શિરે સુનેરી. ૫

કર્ણીરથે જનકનંદિની ચારુવેશા,
શોભે પ્રભાવલિત શાશ્વત અંગરાગે;
વાતાયને પ્રણમતી પુરસુંદરીઓ,
મોંઘી પ્રફુલ્લકમલાવલિશી વિરાજે. ૬

અનુષ્ટુપ. સુગ્રીવાદિ સખાઓને, અર્પી વાસ યથાક્રમે;
જાનકીવલ્લભ પ્રેમે પધાર્યા રાજમંદિરે. ૭

સ્મરણો પૂર્વનાં જાગ્યાં તાતમૂર્તિ નિહાળતાં,
હૃદય મથતાં ભાવે દ્રવતું રામઅંતર. ૮

ઉપજાતિ. સ્વવિક્રમે ગૌરવ સિંચનારી
કથા ભલી રાવણ-જન્મ કેરી,
પવિત્ર દેવર્ષિમુખે સુણીને,
સંભાવતા રામ તપોધનીને. ૯

અનુષ્ટુપ્. પધાર્યા સ્વાશ્રમે જ્યારે, દેવર્ષિ અભિનંદીને,
દાનવેશ કપીન્દ્રોને વળાવ્યા પ્રીતિપૂર્વક. ૧૦

વસંતતિલકા. પૌલસ્ત્ય પ્રાણ સહ જે પ્રભુએ હરેલું,
સ્વર્ગીય પુષ્પસમ પુષ્પક જે વિમાન;

કૈલાસનાથ ધનનાથ કુબેરકાજે,
જે ચિંતને સુલભ તે, પ્રભુએ વળાવ્યું. ૧૧

સ્રગ્ધરા. તાતાજ્ઞા શીર્ષધારી અસુર દળહણી રાજ્ય પામી પિતાનું,
ધારી ધર્માર્થ કામે ત્યમ અનુજજને શી સમાવૃત્તિ રામે;
વાત્સલ્યે માતૃવર્ગે સુરદળપતિશી નિર્વિશેષાજ પ્રીતિ,
ને પ્રેમી તાત જેવી રઘુવર મમતા સૈ પ્રજાકાજ ધારે. ૧૨

પામી એ જિતલોભકનાથ હસતી પૂર્ણા સમૃદ્ધા પ્રજા,
પામી રક્ષક એહ વિઘ્નહર ને, ધર્મક્રિયા શાલિની;
તાતસ્નેહવતી ઉદારનય એ ન્યાયી વિનેતાથકી,
પુત્રસ્નેહવતી વળી પ્રકૃતિએ એ દુ:ખહર્તાથકી. ૧૩

દ્રુતવિલંબિત. સકળ શાસન કાર્ય અટોપીને,
સુખસુધા ઝરતા રતિ મંદિરે;
વિવિધ નૌતમ ભોગ ભલાભલા,
પ્રિયતમા સહ રાઘવ માણતા. ૧૪

શાર્દૂલ. ઊંચા ચિત્રવિચિત્ર ચિત્ર–સદને, સ્નેહીતણાં અંતરે,
આલેખ્યા વનવાસ વૃત્ત જગવે ભાવો મીઠા પૂર્વના;
દુ:ખો દંડકનાં અગાધ સુખની ઝાંખી ભરે ચિંતને,
પ્રેમી દંપતી અંતરે અવનવા આનંદ ઝર્ણાં ઝરે. ૧૫

## સર્ગ ૧૪: સીતા–પરિત્યાગ

શ્લોક ૧–૫૧. સિમંતીની સીતા. દોહદ. મહેલની અગાસીપર વિહાર. જનવાદ. રામની મુંઝવણ. સીતાત્યાગ. સીતાને વનમાં એકલાં મુકવાની રામની લક્ષ્મણને આજ્ઞા. ભોળી સીતા. ગાઢ જંગલમાં લક્ષ્મણે સીતાને રામ-શાસન જણાવવું. મૂર્છા. સીતાનો સંદેશો. લક્ષ્મણનું પાછા જવું. સીતાનું આક્રંદ. વાલ્મીકિનો દિલાસો. સીતાનું વાલ્મીકિના આશ્રમમાં રહેવું. રામનો પશ્ચાત્તાપ.



દ્રુતવિલંબિત. અધિક સ્નિગ્ધ–વિલોચન–આનને,
સભર શ્યામ પયોધરચૂચુકે;
પ્રિયતણી પ્રિય લોચન–ચંદ્રિકા,
જનકનંદિની દોહ્દદ સૂચતી. ૧

અનુષ્ટુપ. આરોપી અંક સપ્રેમે લાજતી પ્રિયપત્નિને,
પૂછતા જાનકીનાથ "પ્રિયે શો અભિલાષ છે ?" ૨

વસંતતિલકા. "હર્ષે રમે હરિણ દર્ભ ચરંત જેમાં,
વ્હાલી વસે મમ સખી મુનિકન્યકાઓ;
ભાગીરથીપુલિનશુભ્રતપોવનોમાં,
ઇચ્છું પુન: પ્રિયવિહાર હદે હું વ્હાલા !" ૩

અનુષ્ટુપ. ઇપ્સિત પ્રાણને અર્પી જાનકીસહ રાઘવ,
નીખતા નગ્રની શોભા પ્રસાદશિખરે ચઢી. ૪

ઋદ્ધિમાન ભલાં ચૌટાં નૌમથી સરયૂ નદી,
વિલાસી પૂર્ણ ઉદ્યાનો નિહાળી હર્ષ પામતાં. ૫

પ્રણયી હૃદયો પ્રેમે ગુંજતાં પ્રેમ ગુંજન,
વર્ષતી ચંદ્રિકા માંહે અનેરાં સુખ માણતાં. ૬

કરવલ્લરિ સપ્રેમે આરોપી પ્રિય કંઠમાં,
મધુરી શાંતિમાં સીતા શાં પોઢયાં સુખસ્વપ્નમાં. ૭

પ્રવેશે ભદ્ર એવે ત્યાં વિશુદ્ધવૃત્ત પૂછતા,
મમ વૃત્ત વિશે શો છે જનવાદ વદો સુખે. ૮

"તમારાં સર્વ કાર્યોને સ્તવે છે નગ્રના જનો,
"કિંતુ"–એમ વદી અર્ધ ઉભો મૂઢ અધોમુખે. ૯

"પ્રિય કેમ રહ્યો મૂગો નિઃશંક વદ સદ્ય તું"
એ નાથ–આગ્રહે દીન હા ! ખિન્ન વદને વદે !" ૧૦

"છેદાઓ શતધા જિહ્વા અહો શું ધર્મ સંકટ !
સુણ્યું, રાઘવને ધિક્ક ! સ્વીકારી જાનકી ફરી." ૧૧

ઉપજાતિ.
પવિત્ર સીતા શિર આળ કૂડું,
સુણી ગયું રાઘવ ઉર ફાટી;
"અયિ ! સતિ ! અગ્નિ સખાવિશુદ્ધા
કલંક કયાંથી તવ શિર આવું ! ૧૨

અનુષ્ટુપ્. જનવાદ ઉપેક્ષું કે પ્રિયા હું જાનકી ત્યજું"
ચડી ચિંતાઝુલે ડોલે દુઃખી હા ! દિલ રામનું. ૧૨

"પ્રજા રંજન છે માત્ર સંતોનું પ્રિય એ વ્રત,
"પૂર્યું જે મમ તાતે હા ! ત્યજી પ્રાણો મને વળી." ૧૪

પોઢી છે શાંતિને ખોળે જાનકી મૃદુ નીંદમાં,
નિશ્ચિંત પ્રિયવક્ષે શી વલ્લરી વૃક્ષ--આશ્રયે. ૧૫

નિહાળી સૌમ્ય તેજસ્વી જાનકી વદનાંબુજ,
છિન્ન ભિન્ન થતાં હૈયે વદતા વેણુ રાઘવ. ૧૬

"જાણું છું પ્રિય કલ્યાણિ ! સાધ્વીરત્ન વિશુદ્ધ તું,
કિંતુ હા ! રાજધર્માર્થે ત્યજું છું પ્રાણવલ્લભે ! ૧૭

ક્રૂર છું ઘાતકી હું છું નૃશંસ પત્નિઘાતક,
કઠોર--ગર્ભિણી તુંને ત્યાગું હા ! કર તું ક્ષમા. ૧૮

દ્રુતવિલંબિત " કઠિન-અંતર ! અંત સમે શું તેં,
પરહરી પ્રિય પ્રાણસખી અહો,
લલિત જે તવ આશ્રયમાં ઠરી,
અહહ ! તેજ ત્યજી પ્રિય સુંદરી ! ૧૯

અનુષ્ટુપ્ "પાતકી કયમ હું સ્પર્શું, દેવીને દૂષિતા કરૂં,
મૂક મૂક અયિ ! હું છું વિષદ્રૂમ, ન ચંદન. ૨૦

દ્રુતવિલંબિત. "જગત શૂન્યઅરણ્ય સમું દિસે,
અહહ! જીવિત નાશ થયું હવે.
જડ શરીર જ કાષ્ઠસમું હવે,
શરણહીન કરૂં કયમ હું હવે." ૨૧

પ્રિયતમા--પદ શીર્ષ અડાડીને,
રમણવેણ વદે રુદિતાનને,
"ચરણ—પંકજ—સૌરભ લ્હાણ આ,
મમ શિરે અયિ! છેવટનોજ આ." ૨૨

અનુષ્ટુપ્. પ્રિય લક્ષ્મણને તેડી વદે લક્ષ્મણ-પૂર્વજ.
"નૂતન તવ આ રાજા આદેશે આમ હે પ્રિય! ૨૩

ઇચ્છ્યાં છે તવ ભાભીએ સૌમ્ય દોહદ શંસતાં,
પુણ્ય તપોવને વાસ જાહ્નવી સ્નાન શીતળ. ૨૪

માટે દોહદ મિષે તું બેસાડી રથમાં પ્રિય,
વાલ્મીકિ આશ્રમે એને મૂકજે બંધુ એકલી", ૨૫

અબોલ્યે લક્ષ્મણે ધાર્યું શિરે અગ્રજ શાસન
હા! શાસન વડીલોનાં શિરસાવંદ્ય સર્વદા. ૨૬

પ્રભાતે સંચર્યા વીર આરોપી મૈથિલી રથે,
તુરંગો તરલા નાચે સુમંત્ર રથ હાંકતો. ૨૭

શાર્દૂલ. મુગ્ધા અંતર હર્ષતી નિરખીને રમ્ય પ્રદેશો વને,
"હા! હા! વ્હાલમ શા પ્રિયંકર મમ, પ્રેમાળ ચિંતામણિ!'
ભોળી નાથ ગુણાનુવાદ ગણતી, હર્ષાબ્ધિમાં ડોલતી,
જાણે શું ! ત્યજી કલ્પવૃક્ષ ફૂલતા, નાથે ધરી ક્રૂરતા ! ૨૮

વસંતતિલકા. ત્યાં દક્ષિણાક્ષિ સૂચતી સ્ફુરી ભાવિ દુઃખ,
એ દુર્નિમિત્ત ભયથી અતિશોક ઘેલી;
સીતા સતી પતિતણું પતિ–બંધુઓનું,
ઇચ્છે પુનઃ પુનરપિ પ્રિય અંતરે શી ! ૨૯

અનુષ્ટુપ્. ઉતરી જાહ્નવીપાર દક્ષિણે ગાઢ જંગલે,
ગદ્‌ગદ વચને વીરે નિવેદ્યું રામશાસન. ૩૦

વસંતતિલકા. અંગાર અગ્નિ ઝરતી વીજના પ્રહારે,
તૂટી પડે સરસ કોમળ કેળ જેવી;
કૂડાં કલંક ઝરતાં વચનપ્રહારે,
હા ભૂમિ–તનયા ઢળતી જ તેવી. ૩૧

મંદાક્રાંતા. મૂર્છા મીઠી વિકટ સમયે ભૂમિકન્યા સહાયે,
આવી આવી, અહહ ! અથવા ક્રૂર શો કેર થાતે;
સૌમિત્રિના વિવિધ યતને લબ્ધ સંજ્ઞા સતીને,
મૂર્છાથી હા! અધિક દમતો કિંતુ ભુંડો પ્રબોધ. ૩૨

હરિણી. કઠિન મનના જે સ્વામીએ ત્યજી વિણુ દોષ હા !
નવ અઘટતું ભાખે તેનું સતી હૃદયેશનું;

સતત દુખિણી આર્યા કિંતુ સ્વભાગ્ય વગોવતી,
“પ્રિયતમ તણી હું દુષ્ટા છું અમંગળકારિણી.” ૩૩

શાર્દૂલ. આશ્વાસી પ્રણમી સતીચરણમાં યાચે ક્ષમા લક્ષ્મણ,
નાથાજ્ઞાધીન દીનની કઠિનતા માતા! કરો હા ક્ષમા;
ઉઠાડી વદતી સતી સુવચના સૌમિત્રિ વીરા પ્રતિ;
“આશીર્વાદ દઉં પ્રસન્ન મનથી હે સૌમ્ય જીવો ઘણું” ૩૪

અનુષ્ટુપ્. ‘સર્વ શ્વશ્રૂજનને મારી પ્રાર્થના પ્રીતિપૂર્વક,
તમ પુત્રપ્રસાદે છું સગર્ભા શુભ ચિંતજો. ૩૫

વીરા મારી વતી કહેજો રાજાને આટલું વળી,
અંતરે બળતી બોલું વ્હાલા! સૌ કરજો ક્ષમા.

અગ્નિસ્નાન વિશુદ્ધાને લોકવાદ ભયે ત્યજી,
તમારા કુળને નાથ! ઘટે છેકજ આમ શું? ૩૭

‘વ્હાલી! જીવન તું મારૂં, તું મારી નેત્રચંદ્રિકા,
પીયૂષ પ્રાણ તું મારા,’ વદી હા! ત્યજી અંત શું? ૩૮

વા પુણ્યશ્લોકને શાને નગેરી દોષ હું દઉં;
દોષ દુર્ભાગ્યનો મારા, વજ્ર શો આમ એ દમે. ૩૯

દ્રુતવિલંબિત. વિકટ જંગલમાં પ્રિય એકલી,
શરણ કોણ મને, મરૂં છું છળી;

કદિ કદિ સ્મરજો તમ કિંકરી,
વધુ વદું પ્રિય શું હતભાગિની ? ૪૦

વિરહ–નિષ્ફળ જીવિત તુચ્છ આ,
નવ ગમે, મરવું પ્રિય લાગતું;
અહહ ! કિંતુ ન તોય મરી શકું,
પ્રથમ રક્ષણ ગર્ભતણું ગણી. ૪૧

માલિની. "પ્રસવસમય વીત્યે સૂર્યમાં દૃષ્ટિ રોપી,
તપ શુચિ દૃઢ ચિત્તે ભીષ્મ હું આદરીશ;
રઘુવર પતિ મારા જન્મજન્માંતરે હો,
ન કદિ વિરહપીડા અંતરે, એજ ઇચ્છા." ૪૨

અનુષ્ટુપ્. "તમ સંદેશ હે દેવિ ! નિવેદીશ નૃપેન્દ્રને;
મઠ વાલ્મીકિનો પેલો આમંત્રે આત્મ શાંતિમાં. ૪૩

આશ્વાસી એમ સૌમિત્રિ દૃષ્ટિની પાર જ્યાં થયા,
દુઃખભાર થકી દેવી મુક્ત–કંઠે રડી પડી. ૪૪

દ્રુતવિલંબિત. કુસુમ વૃક્ષ, સુનૃત્ય મયૂરને,
કવલ દર્ભ તણાં હરિણો ત્યજે;
પ્રકૃતિ માત્ર સતી રુદને રડે,
વન અનંત ધરી મૃદુતા દ્રવે. ૪૫

અનુષ્ટુપ્. નીરખંતા વનની શોભા મુનિ વાલ્મીકિ એ સમે,
ગુંજતા બ્રહ્મગાનો ને વીણતા કુશ–ઇંધન. ૪૬

આર્તનાદ સુણી એવે દ્રવતું મુનિ અંતર;
:“અહો ! શૂન્યવને આમ દુ:ખી કો રડતું હશે!” ૪૭

એકલી વન સીતાને નિહાળી ગર્ભિણી વળી
આશિષો મુનિએ દીધી “કલ્યાણિ ! ભવ વીરસૂ”. ૪૮

“સર્વ વૃત્તાંત હે સીતે જાણું યોગબળે તવ,
મિથ્યાવાદભયે નાથે ત્યજી શૂન્યવને તુંને. ૪૯

વત્સે જ્યાં તું ભલે આવી ખુલ્લો છે મમ આશ્રમ,
માનીને તાતનું ધામ નિશ્ચિંત વસ તું સુખે. ૫૦

યશસ્વી સસરા તારા હતા પ્રાણસખા મમ,
આશ્રય સંતના તારા પિતા જીવનમુક્ત તે. ૫૧

સર્વ સાધ્વી વિશે શ્રેષ્ઠા વત્સે ! તું કુલનંદિની,
દેખીને પુત્રિ આ દુ:ખ હૃદય કયમ ના દ્રવે ! ૫૨

મુનિકન્યા સખી સંગે વસ પુણ્ય તપોવને,
જાતકર્માદિ સંસ્કારો કરીશું તવ બાળના.” ૫૩

સાંત્વના સિંચતા વેણે સતીને શાંતિ અર્પતા,
વાલ્મીકિ જાનકી સંગે આવ્યા શાંત નિજાશ્રમે. ૫૪

પવિત્ર તમસાસ્નાન આતિથ્ય વિધિપૂર્વક,
ફળાહાર કરી સીતા નિર્ગમે શાંતિમાં દિનો. ૫૫

મંદાક્રાંતા. હા! વૃત્તાંત શ્રવણ કરતાં દુઃખદ પ્રીતિદાનો,
અશ્રુધારા રઘુમુખ–શશી વર્ષતો હિમ જાણે;
પશ્ચાત્તાપે હૃદય બળતું સર્વ ગાત્રો ગળંતાં,
ત્યાગી વ્હાલી નિજ ગૃહથકી કિંતુના અંતરેથી. ૫૬

દ્રુતવિલંબિત. કુસુમ કોમળશી મૃદુતા ત્યજી
ગિરિ સમી દૃઢતા હૃદયે ધરી;
પ્રબળ વેગ વિષાદજ નિગ્રહી,
નૃપતિ શાસન રાજ્ય તણું કરે. ૫૭



## સર્ગ ૧૫: લવણવધ

શ્લોક ૧–૯. યમુનાતટનિવાસી ઋષિઓનું લવણાસુરના ત્રાસથી કંટાળી રામને શરણે આવવું. લવણવધ માટે રામની શત્રુઘ્નને આજ્ઞા. માર્ગમાં વિશ્રાંતિ માટે વાલ્મીકિના આશ્રમમાં લક્ષ્મણનું રાતવાસો રહેવું. કુશલવ–જન્મ. પ્રભાતમાં શત્રુઘ્નનું ગમન. લવણવધ. યમુના તીરે મથુરાપુરીની સ્થાપના.

વસંતતિલકા. રક્ષાર્થ સૌ, લવણ–દૈત્ય–ભયે, પધાર્યા,
રામાશ્રયે મુનિજનો યમુનાતટસ્થ;
કાકુત્સ્થ દુષ્ટ દમનાર્થ કરે પ્રતિજ્ઞા,
ભૂ લવણ્ જન્મ ઝળકે મુનિ રક્ષણાર્થે. ૧

"છે નાથ! એ દનુજ દુર્જય શૈવ શૂલે
જાણો નિશંક રિપુનાશ વિશૂલ જ્યારે;"

બોધે મુનિ લવણનાશ ઉપાય એમ,
શત્રુઘ્નને નૃપતિ દુષ્ટજયાર્થ યોજે. ૨

શત્રુઘ્ન શીર્ષ નૃપશાસન સદ્ય ધારી,
જાતા સસૈન્ય સજ્જ શસ્ત્ર રથે વિરાજી;
શા, સ્યન્દનાગ્ર ધપતા મુનિ સંગ શોભે,
શું બાલખિલ્ય સહ શોભિત અંશુમાન! ૩

ત્યાં માર્ગમાં વસતિ એક વસે કુમાર,
વાલ્મીકિ આશ્રમ-પદે શ્રમહારણાર્થ;
તે રાત્રિએ પ્રસવતી પ્રિય ભ્રાતૃજાયા,
સૌંદર્યપૂર્ણ સુકુમાર કુમાર-યુગ્મ. ૪

આ બાળ-યુગ્મ-જનને જન હર્ષ પામ્યા,
સૌમિત્રિ-અંતર ન હર્ષ સુણી સમાતો;
"હા! ધન્ય ભાગ્ય મમ જીવન ધન્ય માનું,
ઇક્ષ્વાકુ-વંશ શિશુ-સૂર્ય સુણી પ્રકાશ્યા." ૫

પ્રાતઃસમે રઘુકુમાર રથે વિરાજી,
પામી શુભાશિષ તપોધનની પધાર્યા;
ત્યાં ધૂમધૂમ્ર લવણાસુર રક્તભીનો,
કૃષ્ણાતટે નવ ચિતાગ્ન સમો ધસંતો. ૬

જાણી વિશૂલ રિપુને સહસાજ ઘેર્યો,
દારુણ યુદ્ધ લવણાસુર સંગ જામ્યું;

અંતે અમોઘ પરબ્રહ્મ શરે વિદીર્ણ,
શત્રુઘ્ન-શત્રુ હત-ચેતન ભૂ ઢળન્તો. ૭

ત્યાં પક્ષિ-પંક્તિ હત-રાક્ષસ શીર્ષ વર્ષે,
ને દિવ્ય પુષ્પ અસુરારિ શિરે અમોલાં;
દે આશિષો મુનિજનો ગુણગાન ગાતાં,
વ્રીડા વિનમ્ર વિજયોન્નત વીર શોભે. ૮

શાર્દૂલ. કાલિન્દી પુલિને રચી મધુપુરી શી વીર સૌમિત્રિએ,
શોભે પૌર-વિભૂતિએ ઝળકતી હા! ઇન્દ્રિપુરી સમી;
હર્મ્યારૂઢ-નરેન્દ્ર નૂતન ભલી કાલિન્દી-શોભા જુએ,
શોભે શી સરિ ચક્રવાક-પુલિના ભૂમિ-પ્રવેણી સમી. ૯



## સર્ગ ૧૬: લવકુશ

શ્લોક ૧-૨૧. લવકુશનું શિક્ષણ. શત્રુઘ્ન રામનો મેળાપ. વિપ્રપુત્રનું મૃત્યુ. શંબુકવધ. બ્રહ્મબાળકનું સજીવન થવું. અશ્વમેધયજ્ઞ. કુશલવનું યજ્ઞમાં આગમન અને રામાયણ-ગાયન.

અનુષ્ટુપ્. મુનિ વાલ્મીકિએ કીધા સંસ્કારો મૈથિલેયના,
ધર્યાં નામો કુમારોનાં, 'કુશ' 'લવ' અનુક્રમે. ૧

હરિગીત. ષડ્ શાસ્ત્ર સાંગોપાંગ ચારે વેદ નીતિ અવનવી,
ને ધનુર્વિદ્યા, મંત્રવિદ્યા, કળા ષોડસ ચાતુરી;

એ આદિકવિએ શીખવ્યાં નવચપળ રાજકુમારને,
ને શીખવી રસમય કૃતિ નિજ–રામનામ કથામૃત. ૨

ગીતિ. રામકથામૃત મીઠું, મધુરે કંઠે કુમાર વરસાવી,
જનની હૃદયે જ્વલતી, વિયોગ–વહ્નિતણી શમે જ્વાલા. ૩

દ્રુતવિલંબિત. પ્રતિર દાશરથી–ગૃહ સાંપડયા,
મદન સુંદર બાળક યુગ્મ શા;
સુચરિતે પ્રણુયે નવબાળકો,
જનકઅંતર મંદ હસાવતા. ૪

અનુષ્ટુપ. સોંપી રાજ્ય કુમારોને મથુરાં વિદિશાતણાં,
શત્રુઘ્ન સ્વપુરે જાતા પૂર્વજ દર્શનોત્સુક. ૫

દ્રુતવિલંબિત. લવણમર્દનને રઘુનાથ શા,
પ્રણયપૂર્ણ હૃદે અભિનંદતા;
કુશલ વાત કથી લવણાન્તકે,
કુશલવ–પ્રભવ પ્રિય કિંતુ ના. ૬

મંદાક્રાંતા. અંકે ધારી નવ શિશુતણો એકદા નષ્ટ દેહ,
રાજ્યદ્વારે રુદન કરતો વિપ્ર કો આર્તનાદે;
"હા ! માતા તું દશરથ વિના શોચનીયા વસુધે !
હા ! હા ! પામી અવનતિ અતિ દુર્દશા રામહસ્તે." ૭

અનુષ્ટુપ. શોક હેતુ સુણી એનો લજ્જાપૂર્ણ થયા વળી,
ન ઇક્ષ્વાકુપદે કોદી અકાળ મૃત્યુ સંચરે. ૮

આશ્વાસી વિપ્રને રાજા સ્મરી પુષ્પક યાનને,
સજી શસ્ત્ર પળે, એવે અનંગા ભારતી વદે. ૯

"રાજન્ પ્રજા વિશે તારી વર્તે છે અપચાર કો,
તેના પ્રશમને માત્ર, મહત્કષ્ટ તરીશ તું." ૧૦

વિચિત્ર ઘટના એવે નૃપેન્દ્ર નજરે પડે,
આલંબી તરુડાળે કો વને ઉગ્ર તપે તપ. ૧૧

તપે ઇન્દ્રાસનાર્થે એ શૂદ્ર શંબુક નામક,
જાણી એ રાઘવે છેદ્યું તત્ક્ષણ શીર્ષ શૂદ્રનું. ૧૨

સ્વમાર્ગ લંઘનનો દંડ પામી રાઘવ સાયકે,
અલભ્યા તપથી એવી સદ્ગતિ શૂદ્ર પામિયો. ૧૩

ધારીને કરમાં મોંઘું અગસ્ત્યદત્ત કંકણ,
પધાર્યા સ્વપુરે રામ ઉગાર્યો બ્રહ્મબાળક. ૧૪

દ્રુતવિલંબિત. પ્રિયતમા વિરહી નૃપતીન્દ્રના,
સુખદ, વા દિન દુઃખદ, કૈં વહ્યા;
જનતણા હિતકારણ આદર્યો,
નૃપતિએ હયમેધ સુયજ્ઞને. ૧૫

સ્રગ્ધરા. યજ્ઞાર્થે અશ્વ છૂટયો તરલ થનનતો દેશદેશે ભ્રમન્તો,
પૂંઠે સૌમિત્રિસંગે કપિદળ ધપતું શત્રુને શેહ દેતું;
આમંત્ર્યા શિષ્યસંગે સકલમુનિગણો ભૌમદિવ્યાશ્રમેથી,
પૂર્ણપ્રેમે પધારી ચરણરજથકી રાજધાની સુહાણી. ૧૬

ગીતિ. પુરોપકંઠ વસેલા મુનિજનવૃંદે ચતુર્મુખી નગરી,
અહા! અવધ શી રાજે અજતનુ જાણે સુચારુ સુષ્ઠપ્રજા. ૧૭

અનુષ્ટુપ્. લાગેય શ્લાઘ્ય સીતાનો કે યજ્ઞ સહચારિણી,
હતી સીતા–વિયોગીની સીતા–મૂર્તિ હિરણ્મયી. ૧૮

વસંતતિલકા. ત્યાં રેલતા મધુર રામ–ચરિત્ર ગાન,
કો કિન્નરસ્વન તપસ્વિ કુમાર બન્ને;
માધુર્ય દિવ્ય ઝરતું શિશુરૂપ ગીતે,
ને ગાનલીન મૃદુ સાનુજ રામ ડોલે. ૧૯

આનંદ બાષ્પ વહતા અનિમેષનેત્રે,
સૌ એક ચિત્ત સુણતા મન આમ ચિંતે;
"જો અંગ વલ્કલ ધર્યાં ઉભયે ન હોત,
તો બેય આ, તરુણ રાઘવ મૂર્તિમાન." ૨૦

મંદાક્રાંતા. તેવી મુગ્ધા પુરજનસભા બાળનૈપુણ્યથી ના,
જેવા દાને રઘુવરતણા બાળનૈસ્પૃહ્યથી હા!
"કોની આવી રસમયકૃતિ, કો વિનેતા તમારો?"
પૂછે રામ, પ્રણયભર દે બાળ વાલ્મીકિ નામ. ૨૧

---

## સર્ગ ૧૭: સતી સીતા

શ્લોક ૧–૮. વાલ્મીકિની જાનકીનો સ્વીકાર કરવા માટે યાચના. રામનો ઉત્તર. સીતાની કસોટી. વિશ્વંભરાનું પ્રકટ થવું અને સીતાને લઇ પાતાળે જવું. રામનો ક્રોધ અને પશ્ચાત્તાપ.

વસંતતિલકા. વાલ્મીકિ આશ્રમ સબંધુ નૃપેન્દ્ર આવી,
અર્પે સ્વરાજ્ય, કરૂણાળુ કવીન્દ્ર યાચે;
"આ આપનાજ તનુજો નૃપ! મૈથિલેય,
હાવે પરિગ્રહ ઘટે જનકાત્મજાનો." ૧

"છે તાત! શુદ્ધ અમ ઉર વધુ તમારી,
શ્રદ્ધા ન કિંતુ જનઅંતર લેશ એની;
સ્થાપે સતી જનહૃદે સ્વસતીત્વસિદ્ધિ,
"સ્વીકાર બાળસહ તો કરૂં જાનકીનો." ૨

અનુષ્ટુપ્. સુણી એ રામનાં વેણો તેડાવે જાનકી મુનિ,
પાઠવી સ્વાશ્રમે શિષ્યો કલ્યાણ ઇચ્છતા ઉરે. ૩

શાર્દૂલ. આવ્યા પૌરસભાવિશે સુતવતી સીતાસહે એ મુનિ,
ઢાળી ભૂ નિજ દૃષ્ટિ સૈ જન ઉભા શાલિ સગર્ભા સમા;
કાષાયાંબર અંગઅંગ લસતું દૃષ્ટિ સ્વપાદે ઠરી,
સાધ્વી દર્શનમાત્રથી જનહૃદે હા! ભકિત-ભાવો વહે.૪

આદેશે મુનિ સ્નેહપૂર્ણ હૃદયે ભૂમિ-સુતાને વદી,
"વત્સે! નાથ સમક્ષ આત્મ-ચરિતે નિઃશંક સૌને કરો"
સાંખી અંતર વીંધતાં વચન એ રોષે ભરી જાનકી,
પ્રાશી પુણ્ય જળાંજલિ સુમધુરા વાણીવદે સૂનૃતા, ૫

"વાચા કર્મમને પતિ પ્રભુ યદિ મેં એકચિત્તે ભજ્યા,
તો ગર્ભે તવ વાસ દે જનનિ તું હા! દેવિ વિશ્વંભરે,"
ફાટી ભૂ અતિ તેજપૂર્ણ ઝળકયો અંબાર વિદ્યુત્સમો,
નાગોત્ક્ષિપ્ત સુખાસના પ્રકટતી પ્રત્યક્ષ વિશ્વંભરા. ૬

હરિણી. અમલચરિતા વૈદેહીને ઉછંગ ધરી ક્ષણે,
જગતજતની પાતાળે હા ! સરી, જડ સૌ બને;
અજિત ધનુ ત્યાં ધન્વી ધારે સકોપ ધરા પ્રતિ,
"વિધિ સબળ હા ! શાંતિ ધારો," વદી ગુરૂ શાંતિ દે. ૭

અમરગણુ સૌ ગાતા પ્રેમે સતી–યશ ઉજ્જવળો,
રઘુવર ઉરે શોક–જ્વાલા જ્વલે અતિકારમી;
જનકતનયા કિંતુ હાવાં મળે ક્યમ ? ક્યાં થકી ?
સુખ–મય દિનો વીત્યા હાવાં રહ્યા દિન દુઃખના. ૮

## સર્ગ ૧૮: સ્વર્ગાધિરોહણ

શ્લોક ૧–૩. કુશલવનો રાજ્યાભિષેક. પુરજન સાથે રામનું સરયૂતીરે જવું અને ભકતોનો ઉદ્ધાર. રામનું આત્મસ્વરૂપે ભળવું. શાંતિ.

વસંતતિલકા. સ્થાપી કુમાર કુશ રમ્ય કુશાવતીશ,
સ્થાપી વળી લવકુમાર શરાવતીશ;
અગ્નિપુરઃસર જતા નૃપ ઉત્તરાશે,
પ્રેમે સબન્ધુ પુરના જન સર્વ સંગે. ૧

અનુષ્ટુપ્. હા ! પુણ્ય સરયૂતીરે પધારી ભકતવત્સલે,
કીધી ભકત જનાર્થે શી ! નદી સ્વર્ગાધિરોહિણી. ૨

શાર્દૂલ. સંહારી દશશીર્ષ, દેવગણનું કાર્ય પ્રપૂરી ભલું,
સ્થાપી શાંતિ સુશાંતિ શાંતિ વિભુશા આત્મસ્વરૂપે ભળે;
ધર્મ–ગ્લાનિ યદા, યદા જગતમાં જામે અધર્મ–પ્રભા,
બ્રહ્માંડાધિપતિ પ્રભુ પ્રકટીને સ્થાપે સુશાંતિ તદા. ૩

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

# ટિપ્પણી.

## સર્ગ ૧ લો: રામકથા-જન્મ.

શ્લોક ૧. વિમલવારિ=નિર્મળ પાણીવાળી. સુપુલિના=સારા તટવાળી. મુનિજનપ્રિય=ઋષિઓને વ્હાલું. શાંતિનિકેતન=શાંતિનું સ્થળ. ૨. પુનિતા=પવિત્ર. લુબ્ધકર=લોભાવનાર. બીન=વીણા. વચામૃત=વચનામૃત. ૪. આશનૈરાસ્યઝુલે=આશા અને નિરાશાને હીંડોળે. ભાવ નાને રમાડે=નાના પ્રકારના-વિવિધ પ્રકારના ભાવોવડે રમાડે. છેલ્લી લીટીમાં "કથા" એ કર્તા અને "હૈયા" એ કર્મ છે. ૫. સવિતાકુળે=સૂર્યવંશમાં. અસુરેન્દ્ર=રાક્ષસોનો રાજા રાવણ. ૬. ધર્મ-ન્યાયદયાક્ષમાપ્રિય=ધર્મ, ન્યાય, દયા, ક્ષમા છે વ્હાલાં જેને એવા. શાસે=રાજ્ય કરે છે. સંપ્રતિ=હમણા. ભૂપચૂડામણિ=રાજાઓમાં શ્રેષ્ઠ. ૭. અઘહરા=પાપને હરનારી. હર્ષદ=હર્ષ આપનાર. શાંતિદ=શાંતિ આપનાર. આનંદબાષ્પ=આનંદનાં આંસુ. પાપઘ્ન=પાપનો નાશ કરનાર. ૯. માધ્યાહ્નિકાર્થે=મધ્યાહ્ન સંધ્યા કરવા માટે. પ્રસન્ના=સ્વચ્છ, નીતરી. વલ્કલ=ઝાડની છાલનું વસ્ત્ર. ૧૦. રશ્મિ=કિરણ. ચંડ=સખ્ત. નિકુંજ=કુંજ. ૧૧. કેલિ=ક્રીડા. પારધિબાણવિદ્ધ=પારધિના બાણથી વીંધાયલો. દશ્ય=દેખાવ. વિષાદ=શોક. ૧૨. મા=નહિ. નિષાદ=પારધિ. સંપાદીશ=મેળવીશ. કામમોહિત=કામને લીધે મૂઢ. ૧૩. રાજજનો-ચિત=રાજાઓને યોગ્ય. મુનિજનાનુચિત=ઋષિઓને યોગ્ય નહિ તે. તપોધન=તપસ્વી. અભિશાપવો=શાપ દેવો. ૧૪. પાદબદ્ધ=ચરણવાળો. તન્ત્રીલયાનુગુણ=વીણાના સૂરો સાથે ગાઇ શકાય એવો. માર્દવપૂર્ણ=કોમળતાથી ભરેલો. ઉદ્ભવ્યો=ઉત્પન્ન થયો. સહજ=સ્વાભાવિક રીતે. અપૂર્વ=નવીન. ગૂઢ=છૂપો. અકળ=કળી શકાય નહિ એવો. પ્રભાવ=

મહિમા. ૧૫. સકલજગવિધાતા=આખા વિશ્વના ઉત્પન્ન કરનાર. હંસગામી=હંસપર બેસીને ફરનાર. ચતુરવદન=ચાર મુખ–મોઢાંઓ. ૧૬. શમન કરે=શમાવે. સ્મિતમનોહરઆનનથી=મંદ હાસ્યને લીધે સુંદર જણાતા મુખથી. વચનપુષ્પ=બોલરૂપી ફળ. સુગંધસુધા= સુવાસરૂપી અમૃત. ૧૭. મુખપદ્મ=વદનકમળ. વ્યાક્તરૂપા=સાક્ષાત્, પ્રત્યક્ષરૂપવાળી. ૧૮. રુચિર=ગમે એવું. મંજુ=મધુર. રામચરિતામૃત= રામચંદ્રના ચરિત્રરૂપી અમૃત. ૧૯. યાવત્–તાવત્=જ્યાં સુધી–ત્યાં સુધી. શશાંક=ચંદ્ર. મહીતલ=પૃથ્વીની સપાટી. ૨૦. અંતર્ધાન થયા=અલોપ થયા. સશિષ્ય=શિષ્યો સાથે. ૨૧.–૨૨. અંતર ચક્ષુઓ=હૃદયની આંખો. ત્રિકાલ=ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળ. સર્વાંગ=દરેક રીતે ૨૩ પદલાલિત્યે=શબ્દની સુંદરતાને લીધે સમઅક્ષરે=દરેક ચરણ અક્ષરની સરખી સંખ્યાને લીધે. પ્રૌઢ=ગંભીર. અર્થગાંભીર્ય=અર્થનું ઉંડાપણું. યશસ્કર=કીર્તિ આપનાર. ૨૪ પરિસમાપ્ત=સંપૂર્ણ. મંજુલ=મધુર. મમાશ્રમે=મારા આશ્રમમાં. ૨૫. હૃદયચિંતન=મનના વિચાર. અવિચલા=નિશ્ચલા. કળી=જાણી જઈ. મધુરસ્વર=મધુર રાગવાલા. ચરણપંકજ=ચરણ કમળ. ગ્રહ્યા=ઝાલ્યા. ૨૬. સ્વરસંપન્ન=સારા અવાજવાળા. સર્વશાસ્ત્રવિશારદ=સર્વશાસ્ત્રમાં નિપુણ. કુમારદ્વય=બે કુમારો. ૨૭. મંજુકંઠ=મધુર કંઠવાળા. અથેતિ=સાંગોપાંગ, શરૂઆતથી અંત સુધી. નીતિસુધા=નીતિરૂપી અમૃત. ગંધર્વ=સ્વર્ગના ગવૈયા. ૨૮. કાવ્યામૃતમુગ્ધ=કાવ્યરૂપી અમૃતમાં લીન. સુરગણો=દેવોનાં ટોળાં. વર્પણે= વરસાદે. અવનિજા=પૃથ્વીની પુત્રી, સીતા. અંતરવ્યથા=મનનું દુઃખ. આત્મત્વ=પોતાપણું. ૨૯. મહાકાવ્ય=મ્હોટું કાવ્ય, રઘુવંશ. ભાવાત્મક નાટક=ભાવપ્રધાન નાટક. "મહાવીરચરિત" તથા "ઉત્તરરામચરિત". બિંદુડાં=ટીપાં. શ્રીરામપાદાંબુજ=શ્રીરામચંદ્રનાં ચરણકમળ.

## સર્ગ ૨ જો: શાપ.

શ્લોક ૧. વૈવસ્તી મનુ=સૃષ્ટિપર શાસન કરનાર ૧૪ મનુમાંનો ૭ મો (વૈવસ્વત્) અને હાલની મનુષ્ય જાતી અને સૂર્યવંશી રાજાઓનો મૂળ પુરુષ અમલાન્વયે=શુદ્ધ વંશમાં. નૃપમંડન=રાજાઓમાં શ્રેષ્ઠ. દિગન્ત=દિશાઓના છેડા સુધીની, આખી. ૨. મગધ=એ નામનો દેશ, હાલનો દક્ષિણ બિહાર. કોશલ=હાલનો અયોધ્યા પ્રાંત. કેકય=એ નામનો દેશ. પતિપરા=પતિપરાયણા. નગસુતા=પર્વતની પુત્રી. અવધપુરપતિ=અયોધ્યાના રાજા દશરથ. પ્રણયે=પ્રેમે. ૪-૫ તમસા=એ નામની નદી. જળતરંગ=પાણીનાં મોજાં. પટુ=સ્પષ્ટ. દ્વિરદગર્જન=હાથીની ગર્જના. શર=બાણ. કાતિલ=તીક્ષ્ણ ૬. નરેન્દ્ર=રાજા. .ાદે=ભૂલથી. ચિંતે=વિચારે. ચિંતાવિષાદશરઘાયલ=ચિંતા અને શોકરૂપી બાણથી ઘવાયલું. ૮-૯. અશ્રુપૂર્ણાર્દ્રલોચને=પુષ્કળ આંસુથી ભીની આંખો. શ્રવણ=યાચકની એક જાતી. ૧૦-૧૧ આવ્યો=કર્તા "રાજા" અધ્યાહાર. વિલાપી=રુદન કરી. શિશુશલ્ય=બાળકને વાગેલું બાણ. ગતપ્રાણ=મૃત્યુ પામેલ ૧૨-૧૩ વિષધર=નાગ. સુતાનંદવિહોણાને=પુત્રના આનંદ વિ ાનાને. પ્રિય=ભલું. દારા=પત્ની. પ્રબલ=કરાલ. જવલંતી=બળતી. સદ્ય=તુરત. સ્વપુર=પોતાને નગર.

## સર્ગ ૩ જો: રામજન્મ.

શ્લોક ૧. નૃપેન્દ્ર=રાજા. નંદનચંદ્રદર્શની=પુત્રીરૂપી ચંદ્રના દર્શનની. ઋષ્યશૃંગ=વિભાંડક ઋષિના પુત્ર. દંતકથા એવી છે કે તેમનો જન્મ હરણીના ઉદરથી થયો હતો, તેમના કપાળમાં શીંગડું હતું અને તેથી તેઓ ઋષ્યશૃંગ તરીકે ઓળખાતા હતા. અંગદેશના રાજા લોમપાદે દુષ્કાળનું નિવારણ કરવા માટે બ્રાહ્મણોની સલાહથી એમને પોતાના નગરમાં તેડાવ્યા હતા. અને પોતાની દત્તકપુત્રી શાન્તા, જેના ખરા પિતા દશરથ હતા તેને તેમની સાથે પરણાવી હતી. તેમની

પ્રસન્નતાથી લોમપાદ રાજાના રાજ્યમાં પુષ્કળ વૃષ્ટિ થઇ હતી. પુત્રીય યજ્ઞ=પુત્રની કામના સફળ કરનાર યજ્ઞ. ૩-૪. ક્ષીરસાગર=દૂધનો સમુદ્ર. સૌમ્ય=શીતળ. શેષમણિપ્રભા=શેષનાગના રત્નનું તેજ. ૫. ભોગીભોગાસન=નાગના શરીરરૂપી આસન. શાન્તમૂર્તિ=શાંત સ્વરૂપવાળા. સુરેશ્વર=દેવોના ઇશ્વર. પદ્મનાભ=વિષ્ણુ. ઘનસ્યામ=વાદળના જેવા કાળા. વિભ્રમ=વાળ ઓળવા વગેરે શણગાર સજવાની ક્રિયા (Tailet). વિભ્રમદર્પણ=વાળ ઓળતી વખતે મુખ જોવાની આરસી. શ્રીવત્સ=વિષ્ણુની છાતીપરનું વાળના ગુંચળાનું ચિહ્ન. ઉજ્જ્વળે=પ્રકાશિત કરે. કર્તા "કૌસ્તુભરત્ન" ૭ કમલાસના=કમલના આસનવાળી, લક્ષ્મી. રમા = લક્ષ્મી. કર=હાથ. સહજ=સાથે જન્મેલું, સ્વાભાવિક. અહીશ્વર=નાગોનો ઇશ્વર, શેષનાગ. અંજલિ=હાથના સંપુટ. ૮. ચમર...ધારતા=શેષનાગ પોતાની ફણાવડે માથાપર ચમર ઢોળતા. ૯. વિશ્વવિધાતા=સૃષ્ટિના સરજનહાર. જગત્રાતા=જગતનું રક્ષણ કરનાર. જગસંહર્તા=જગતનો સંહાર કરનાર ૧૦. વિશ્વાધારા=વિશ્વના આધાર. સજલજલદશ્યામલ=જલપૂર્ણ વાદળ જેવા કાળા. હૃષિકેશ=ઇંદ્રિયોના ઇશ્વર, વિષ્ણુનું નામ. ધીશા=બુદ્ધિના ઇશ્વર, વિષ્ણુ. અનુપમ=જેને ઉપમા ન આપી શકાય એવા. અનંતા=અવિનાશી. અજિત=કોઇથીપણ જીતાય નહી એવા. અંતર્યામિ=હૃદયની વાતને જાણનારા. પ્રણવ=વિષ્ણુનામ, પવિત્ર સંજ્ઞા 'ૐ". અધમોદ્ધારણ=પાપીઓનો ઉદ્ધાર કરનાર. જગન્નંદા=જગતને આનંદ આપનાર. વંદ્યા=વંદન કરવા યોગ્ય. અકળગતિ=નહિ કળાય એવી ગતિ છે જેની એવા. જ્યોતિર્મય=સ્વયંપ્રકાશ. ૧૧. કમળાવર=લક્ષ્મીપતિ. અચ્યુત=દૃઢ, વિષ્ણુનું નામ. અશરણશરણા=નિરાધારના આધાર. ત્રિભુવનધરણા=ત્રણલોકને ધારણ કરનાર. દાનવદર્પહરા=દૈત્યોના ગર્વને ઉતારનાર.

૧૨. પૌલસ્ત્ય=બ્રહ્માના મનોબળથી ઉત્પન્ન થયલા પુલસ્ત્ય ઋષિનો પુત્ર; રાવણ. ૧૩. ત્રાહિ=રક્ષણ કરો. શરણાગતવત્સલ=શરણે આવેલા ઉપર પ્રેમ રાખનાર. ૧૪. વિનય=વિનતિ. દિવૌકસ=દેવતા. જગનિવાસ=વિષ્ણુ. મુખેન્દુ=મુખરૂપી ચન્દ્ર. સભર=જલપૂર્ણ. વારિદ-ગર્જન=મેઘગર્જના. ૧૬. ભુવનત્રય=ત્રણ ભુવન; સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ. ૧૭. સ્વાસિધારાથી=પોતાની તલવાર ધારાથી. "બચાવ્યું...... દશાંશ તે"=રાવણે બ્રહ્માને પ્રસન્ન કરવાને કમળપૂજા કરતી વખતે પોતાનાં નવ મસ્તક છેદ્યાં હતાં અને દશમું વિષ્ણુના ચક્ર માટેજ-સૃષ્ટિના રાજ્યકર્તાને દશમો ભાગ કર તરીકે આપવા રાખ્યું હતું. ૧૮. માનુષીભીતિ=મનુષ્ય તરફનો ભય. દિવ્ય પ્રભાવ=દેવતા-ઓનો પ્રભાવ. દશાનન=દશ મુખવાળો રાવણ. ૧૯ સ્રષ્ટા=બ્રહ્મા. વર=વરદાન. ભોગી=નાગ. ચંદન=ચંદન વૃક્ષ. ૨૦. કરાળ=વિકરાળ. ૨૧. હવિર્ભાગ=યજ્ઞના બલિનો ભાગ. યાજ્ઞિક=યજ્ઞ કરાવનાર પુરોહિત. અનાસ્વાદિત=અણચાખેલ. ૨૨. વ્યોમે=આકાશે. સુરદ્વેષી=દેવનો શત્રુ, રાવણ. ૨૩. રાવણરૂપી દુકાળથી સુકાયલા દેવરૂપી ધાન્યમાં વિષ્ણુ-રૂપી વાદળું સુવચનરૂપી પાણી વરસાવી વિખરાઈ ગયું, એટલે કે, વિષ્ણુ અંતર્ધાન થયા. ૨૪. સ્વાંશે=પોતાના અંશથી. અનુક્રમે= અનુસરે. ૨૫. કામ્યયજ્ઞ=કામનાને પૂર્ણ કરનાર યજ્ઞ. સમુદ્ભવ્યો= ઉત્પન્ન થયો. હેમપાત્ર=સોનાનું વાસણ. પાયસાન્નપ્રપૂર્ણ=ખીરથી ભરેલું. ૨૬. પ્રતિગ્રહે=સ્વીકારે. ૨૭. નરપતિ=દશરથ. વિષ્ણુતેજ= યજ્ઞની ખીર. ચંડરશ્મિ=સૂર્ય. અવનિ=પૃથ્વી. સંભાવે=સત્કાર કરે. માગધી=મગધ રાજાની પુત્રી, સુમિત્રા. સખીઓ=કૌશલ્યા અને કૈકયી. દાનલેખાદ્વય=હાથીના બે ગંડસ્થળપર ઝરતી મદની ધારાઓ.

ગજવદને=હાથીના વદનપર. ભૃંગાંગનાને=ભમરીને. ૨૮. રાજ્ઞી=રાણી. 'ગર્ભિણી......સંપદ'=છોતરાંમાં છૂપાયેલા કણુવાળાં ધાન્ય–ડાંગર. વગેરેના છોડ જેમ પાંડુવર્ણ–પીળચટ્ટા જણાય છે તેમ ગર્ભવતી રાણીઓ ફિક્કા વર્ણવાળી શોભતી. શા=કેવા. ૩૦. પંખીરાજે=ગરુડપર. નૃપસખી=રાણીઓ. વ્યજન=પંખો. ૩૧. નંદતો=ખુશી થતો. ૩૨. ભિન્નાંશે=જૂદેજૂદે અંશે. અનેકધા=અનેક પ્રકારે. 'જેમ...અનેકમાં' =જેમ એક ચંદ્ર પડછાયાને લીધે ઘણાં સરોવરમાં વસેલો જણાય છે તેમ. ૩૩. મહિષી=રાણી. પ્રસવે=જન્મ આપે. ઇક્ષ્વાકુકુળભાણુને=રામને. ૩૪. અભિરામશરીરી=સુંદર શરીરવાળા. ૩૫. મુદિત કરતો=પ્રસન્ન કરતો. તનયશશી=પુત્રરૂપી ચંદ્ર. નય=રાજનીતિ. ૩૭. કિરીટ=મુગટ. ૪૦. ઘને છાયા દુર્દિનો=વાદળાંથી છવાયલા ચોમાસાના દિવસો. ૪૧. અર્ણવો=સમુદ્રો. સુતચતુરથી=ચાર પુત્રોથી. કર ચતુરથી=ચાર હાથથી.

## સર્ગ ૪ થો; યજ્ઞરક્ષા.

૧. ક્ષિતિપતિ=રાજા. સૌમિત્ર=લક્ષ્મણ. ૨. શીર્ષકે=માથાપર. ૬. રસબિંદુતુષારથી=પાણીના છંટકાવથી. વિહગવૃંદ=પક્ષીનાં ટોળાં. કૂજને=કીલ કીલાટથી. અનિલ=પવન. ૮. કાનન=વન. તાડકા=મારીચ રાક્ષસની બ્હેન. અગસ્ત્ય=કુંભમાંથી જન્મેલા ઋષિ, જેમણે સમુદ્રનું પાન કર્યું હતું. વિકૃત દારૂણ=બેડોળ ને બિહામણું. ૯. મુંડમાલ=મનુષ્યની ખોપરીઓની માળા. ૧૦. પ્રેતચીવરધારિણી=મુડદાંપર ઓરાઢેલાં વસ્ત્રો ધરનારી. ૧૧. કરાલા=બિહામણી. નારીવધઘૃણા=સ્ત્રીહત્યા કરતાં ઉપજતી દયા. 'નારી... છોડતા'=નારીનો વધ કરતાં ઉપજતી દયાને છોડીને તે સાથે બાણુ પણ છોડયું. સહોક્તિ અલંકાર છે.

૧૨. શ્રી=લક્ષ્મી. ૧૩. વિક્રમ=પરાક્રમ. તાડકાન્તક=તાડકાને મારનાર, રામ. તીક્ષ્ણાસ્ત્ર=ધારવાળું બાણ. મંત્રાન્વિત=મંત્રયુક્ત. ૧૪. પલ્લવ-સંપુટ=પાંદડાં રૂપી હાથ જોડવા તે. કૌશિક=વિશ્વામિત્ર. ૧૫. દીક્ષિત=યજ્ઞ કરવાને અધિકારી થયેલા. લોકને=જગતને. ૧૬. પ્રદૂષિતા=અપવિત્ર થયેલી. વેદિ=યજ્ઞકુંડ. દ્વિજો=બ્રાહ્મણો. ભયસ્તબ્ધ=ભયથી વ્યાકુળ. વિમુક્તકર્મ=કર્મનો ત્યાગ કર્યો છે જેમણે એવા. સ્રુવા=સરવો, ઘી હોમવાનું લાકડાનું બનાવેલું પાત્ર. ૧૭. દૈત્યનેતા=દૈત્યોનો અગ્રેસર. ૧૮. ક્ષુરપ્ર=એક જાતનું ઘોડાની નાળના આકારના ફળવાળું શસ્ત્ર. રુધિર–મજ્જા–બલિ=લોહી અને મેદનું બલિદાન. ૧૯. ઋત્વિજો=યાજ્ઞિકો. ૨૦ દીક્ષાન્તે=યજ્ઞની સમાપ્તિ વખતે. મિથિલાભૂપ=મિથિલા હાલનો નેપાળ અને ચંપારણ્યની આસપાસનો પ્રદેશ તેના રાજા જનક.

## સર્ગ ૫ મો; સીતાસ્વયંવર.

૧. વસતિ=રાતવાસો. ૩. પ્રભુપાદધૂલિ=રામની ચર્ણરજ. ૭. મુનિઆગમ=વિશ્વામિત્રની પધરામણી. ૮. ચિંતેનો કર્તા 'જન'=લોકો. નૃપસુતા=જનકની પુત્રી, સીતા. ૧૦. ભુજગેન્દ્ર=શેષનાગ. મહાભીષણ=અતિ વિકરાળ. ૧૧. અયોનિજા=પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલી તે. ૧૨. ભૂમિપો=રાજાઓ. ૧૬. દુર્વાદલશ્યામ=દરોના ઘાસના રંગ જેવા કાળા. પદ્માક્ષ=કમળ જેવાં લોચનવાળા. પીતઅંબર=પીળું વસ્ત્ર ધારણ કરેલા. ૧૭. દક્ષ=પ્રજાપતિમાંના એક. શિવની પત્ની સતીના પિતા. ક્રતુમૃગ=મૃગનું રૂપ ધારણ કરેલ યજ્ઞ. ત્ર્યંબક=શિવના ધનુષ્નું નામ. પુષ્પધન્વા=કામદેવ. ૧૮. તડિત=વીજળી. ભૃગુસુત=જમદગ્નિના પુત્ર, પરશુરામ, વિષ્ણુનો છઠ્ઠો અવતાર. ૨૧. નિમિ=મિ-

થિલામાં રાજ્ય કરનાર રાજાઓનો મૂળ પુરુષ. ૨૨. પ્રભુ=દશરથ રાજા. કુળવધૂ-અનુરૂપ=કુળવધૂ થવાને યોગ્ય. અનુકૂળવાણી=ઇચ્છાને પૂર્ણ કરનાર વાણીવાળી-વિશેષ્ય 'પત્રિકા'. ૨૩. લશ્કરરેણુ=લશ્કરની કૂચથી ઉડતી ધૂળ. ૨૪. વરુણ=જળનો દેવ. વાસવ=ઇન્દ્ર. પ્રણયનંદિની=પ્રેમથી આનંદ આપતી. કુશધ્વજ=જનકનો ભાઇ. ૨૫. ચતુરસાધન-સામ, દામ, ભેદ, અને દંડ.

## સર્ગ ૬ઠ્ઠો; ભાર્ગવવિજય.

૩. પરિવેશ-મંડળ=સૂર્યની આસપાસ ચોમાસામાં થતું કુંડાળું. ધૂસર=મલિન. સાંધ્યવાદળ=સાંજે થતાં વાદળાં. પરુષ=કર્કશ. નિમિત્ત=અપશુકન. ૪. તેજરાશિ=તેજનો ગોળો. દ્રુમ=ઝાડ. ભુજંગ-પરિવેષ્ટિત=સાપથી વીંટળાયલું. ૬. શાસન=આજ્ઞા. ૮. ઉપેક્ષી=અવગણના કરી. ૯. રોષાગ્નિ=ક્રોધનો અગ્નિ. ૧૨. કાર્તવીર્ય=સહસ્રાર્જુન. એને દત્તાત્રયના વરદાનથી હજાર હાથ મળ્યા હતા. તેણે જમદગ્નિની ગાય ચોરી હતી, અને તે બદલ પરશુરામે તેને હણ્યો હતો. ૧૩. વૈષ્ણવઓજસ્=વિષ્ણુનો પ્રતાપ. રૌદ્ર=મહાદેવનું. ૧૪. પણ=ટેક. તુલ્યબાહુબલી=(મારા) સમાન બાહુબળવાળો. ૧૫. પરશુધાર=કુહાડીની ધાર. ૧૬. ભૃગુનંદન=પરશુરામ. સ્મિત-વિકાશિમુખેન્દુ=મંદ હાસ્યથી પ્રફુલ્લ મુખરૂપી ચંદ્ર. પ્રિયદર્શન=જોતાં વ્હાલ ઉપજે એવા. ૧૭. ધનુકોટિ=ધનુષ્યનો છેડો. નિષ્પ્રભ=નિસ્તેજ. અનલ=અગ્નિ. શિખા=ઝાળ. ૧૮. હતાશ=આશાભંગ. અમોઘ=નિષ્ફળ જાય નહિ એવું. ૨૧. પ્રાઙ્મુખે=પૂર્વ તરફ મ્હોં રાખીને. ભાર્ગવ=પરશુરામ. સાધુકારી=સત્કર્મી ૨૩. અનુગ્રહ=કૃપા. નિગ્રહ=અંકુશ, ૨૪. વશી=સંયમી. ૨૫. પુરાંગનાઓ=નગરની સ્ત્રીઓ.

## સર્ગ ૭ મો; રામવનવાસ.

૧. પલિતરૂપ જરા=પળીઆંવાળું ઘડપણ. ૪. ચંડી=ક્રોધી સ્ત્રી-કૈકયી. ક્રૂરનિશ્ચયા=ઘાતકી નિશ્ચયવાળી. ૬. મોહ=મૂર્છા. નગશિર=પર્વતનું શિખર. ૧૦. તાતાજ્ઞા=પિતાની આજ્ઞા. દંડકારણ્ય=દક્ષિણમાં નર્મદા અને ગોદાવરી નદીઓ વચ્ચેનો પ્રદેશ. ૧૧. રામવિયોગાર્ત=રામના વિયોગને લીધે દુઃખી. પામ્યા પંચત્વ=મૃત્યુ પામ્યા. ૧૨. સચિવો=પ્રધાનો. અમાત્ય=વડા પ્રધાન. માતૃબંધુ વિશે=મોસાળમાં ૧૪. ચિત્રકૂટ=પ્રયાગ પાસેની એક ટેકરી અને તેની આસપાસનો પ્રદેશ. ૧૬. પરિવેત્તાર=મોટાભાઇના લગ્ન પ્હેલાં પરણી બેસનાર નાનો ભાઇ. ૧૮. નંદિગ્રામ=એક ગામનું નામ. ન્યાસ=અનામત મૂકેલી વસ્તુ. દાક્ષ્યથી=નિપુણતાથી. ૧૯. જાનકીરમણ=રામચંદ્ર. સુભાગ=ભાગ્યશાળી. ૨૦. અક્ષય્ય-ધામ=વૈકુંઠ. ૨૨. સુરભિ=સુગંધ. ૨૩. દુરાત્મ વાયસ=દુષ્ટ કાગડો. ૨૪. અનસૂયા=અત્રિ ઋષિની પત્ની. મહા સતીઓમાંની એક. પુણ્ય, પરાગ=પવિત્ર સુગંધદાર વસ્તુ. અલિ=ભમરા. ૨૫. રસેન્દુ=ચંદ્ર. ૨૬. લોકશોષણું=જગતને ત્રાસ આપનાર-વિરાધ નામનો રાક્ષસ. કાકુત્સ્થ=રામ. અરિ=શત્રુ. વિદારે=મારે. પંચવટી=નાશિક પાસેનું પાંચ વડવાળું સ્થળ.

## સર્ગ ૮ મો; મૃગકંચુકી.

૧. સારંગ શાવકો=હરિણનાં બચ્ચાં. ૩. ભગિની=બ્હેન, અહીં સુર્પણખા. મદનાતુરા=કામાતુર. અભિસારિકા=પોતે માનેલા પ્રિયને મળવા જતી સ્ત્રી જેવી જણાતી. ભોગિની=નાગણ. મલય-દ્રુમ=ચંદનવૃક્ષ. ૪.

દશાનનરિપુ=રામચંદ્ર. કુટિલાગનાને=દુષ્ટ સ્ત્રીને. ૫. કલત્રવાન=પરણેલો. ૬. પર્ણશાળા=ઝુંપડી. ૭. વક્ર=વાંકી. તર્જતી=ધમકાવતી. અંબરે=આકાશમાં. ૮. ખરદૂષણ=બે રાક્ષસ ભાઈઓ. દૈત્યબલાગ્રભાગે=રાક્ષસના લશ્કરને મોખરે. જનાસ્થિ=માણસનાં હાડકાં. ૯. દાનવ-કાળ-ચાપ=દાનવોનું મૃત્યું સાધનારૂં ધનુષ્ય. નિયોજી=ચઢાવી. ૧૦. દનુજ=દૈત્ય. કબંધો=ધડ. ૧૧. સંપાત=વૃષ્ટિ. ૧૨-૧૩. સમરમાં=રણમાં. મનુ-કુમારે=મનુષ્યનાં બાળકે. ૧૪. રતિસમી = કામદેવની સ્ત્રી જેવી. સદ્ય=તરતજ. માતુલગૃહે=મામાને ઘેર. ૧૫. રાવણનિવેદન=રાવણની હકીકત. લંકેશ=રાવણ. કુરંગ=હરિણ. ૧૯. દ્વિમુખમંડિત=બે મુખથી શોભતું. કનકત્વચા=સોનેરી ચામડી. મૃગકંચુલી=હરિણના ચામડાની કાંચળી. ૨૦. વંચના=કપટજાળ. ૨૩. હનન=વધ. ૨૪. નિષ્ઠુર=કઠોર. ન વા=અથવા નહિ. ૨૫. અનિષ્ટ=માઠું. ૨૮. સૌમ્ય=પ્રિય. ૩૦. સનાતન=અનંત. કુરંગમ=હરિણ. ૩૧. ભાલમાં=કપાળમાં. ૩૪. મંદભાગા=અભાગણી. ૩૭. ગર્વઘ્ન=ગર્વ તોડનાર. ૪૨. ભ્રાતૃજાયા=ભાભી. ઉદાસી=તટસ્થ. ૪૩. ગ્લાનિ=ખેદ. હૃદયઉદધિ=હૃદયરૂપી સાગર. ૪૫. પરોક્ષે=ગુપ્તપણે. મનુજઅંતર ઉર્મિમાળા=માણસના હૃદયમાં ઉપજતા તરંગોની હાર. ૪૭. મન-મરુભુ=મનરૂપી ઉજજડ પ્રદેશ. બોધવૃષ્ટિ=શિખામણરૂપી વરસાદ 'શૂન્યા...વ્યર્થ'=જડ અહંકારરૂપી પડળને લીધે જ્યાં વિવેક બુદ્ધિ મારી ગઇ છે ત્યાં સત્યની સુન્દરતા નકામી નીવડે છે.

## સર્ગ ૯ મો; સીતાહરણ.

૨. પિંગળા=પીળચટ્ટી. ૪. ભિક્ષાંદેહિ=ભિક્ષા આપો. ૬. તવ=તારી. ૧૦. ઓષ્ટ=હોઠ. પ્રવાલ=પરવાળાં. મુક્તાફલદ્યુતિ=મોતીનું તેજ.

કપોલ=ગાલ. પદ્મકાંતિ=કમળની શોભા. ૧૨. વ્યાઘ્ર=વાઘ. સુકોમળાંગિની=કોમળઅંગવાળી સ્ત્રી. ૧૩. દિવ્યાંબરોચિતા=સુંદર વસ્ત્રાલંકારને યોગ્ય ૧૫. વૃત્તમાં=વૃત્તાંતમાં. ૧૮. સંતઆશ્રય=સંતોને આશ્રયદાતા. ૨૦. ચંડાંશુ=પ્રચંડ કિરણુવાળા. કેસરી=સિંહ. સ્નેહાબ્ધિ=સ્નેહના સાગર. ૨૪. 'સતી...જ્વલે'=સીતાનાં વચનરૂપી વાયુથી રાવણનો વૈરરૂપી અગ્નિ વધારે ઉગ્ર થતો. સ્વયતિવેશને=પોતે ધારેલા યોગીવેશને. ૩૧. હૃદીશ=પ્રાણુપતિ. ૩૨. શતશીર્ષ=સો મસ્તકવાળો. ૩૩. મંજુકંઠી=મધુર કંઠવાળી. પ્રમત્તા=મદભરી. ૩૪. સુભટ=યોધ્ધો. ૩૭. શતધા=સો રીતે. પરયોષિતાર્થે=પારકી સ્ત્રી માટે. ૩૮. મૃગેન્દ્ર=સિંહ. ૩૯. શશિકળા=ચંદ્રની કળા. ૪૦. સ્કંધે=ખભાપર.

## સર્ગ ૧૦: સીતાશોધ.

૧. સલક્ષ્મણુ=લક્ષ્મણુ સાથે. ૩. તવ=ત્યારે. ૪. વિટપ=વૃક્ષની શાખા. ૫. પક્ષહીન=પાંખરહિત. કિંશુક=કેસુડાનું ઝાડ. ૬. વ્રણે આવેદી=ઘાવડે સૂચવીને. ૯. બદરીફળ=બોર. ૧૧. કપીન્દ્ર=વાનરોનો સરદાર. કિષ્કિંધાપતિ=એ નામનું શહેર. માલ્યગિરિ=એ નામનો પર્વત. કન્દરો=ગુફાઓ. ૧૨. અનુજ્ઞા=આજ્ઞા. વાયુનંદન=હનુમાન. ૧૩. અત્યાચાર=ગેરવર્તણુક. ૧૪. બલજ્ઞ=બલનો જાણુકાર. પ્રતીતિ=ખાતરી. ૧૫. દુંદુભિ=દૈત્યનું નામ છે. ૧૭. અસ્થિરાશિ=હાડપિંજર. યોજન=ચાર ગાઉ. ૧૮. શૌર્યપ્રતીત્યર્થે=શૌર્યની ખાતરી કરવા માટે. રસાતલ=છેલ્લું એટલે સાતમું પાતાળ. ૨૦. દ્વંદ્વયુદ્ધ=મલ્લકુસ્તી. ૨૧. વપુ=શરીર. ભીમબલ=પારવિનાના જોરવાળો. ૨૪. રામાવિયોગી=સીતાનો વિયોગ પામેલા રામચંદ્ર. વિભ્રમે=ઝટકે.

કામનાઓ=ઇચ્છાઓ. પ્રવૃત્તિ=સમાચાર. જલધિ=સમુદ્ર. વીતરાગી=નિર્મોહી, નિઃસ્પૃહી. ૨૫. વિષવલ્લરી=વિખવેલ. ૨૬. મારુતિ=હનુમાન. મુદ્રિકા=વીંટી. ૨૭. અક્ષ=એ નામનો રાવણનો પુત્ર. ૨૮. 'અભિજ્ઞાન ...મૂર્તિમત્'=નિશાનીમાં સીતાએ આપેલો મણિ તે જાણે સીતાનું સાક્ષાત્ હૃદય જ. મિલિતલોચને=મીંચેલી આંખોએ. ૩૦. જાનકી-સંગમોત્સુક=સીતાને મળવાને આતુર. દુર્ગ=કિલ્લો.

## સર્ગ ૧૧ મો: યુદ્ધ.

૧. ઉચ્છેદાર્થે=વિનાશ માટે. ૨. સમુદ્રકુલે=સમુદ્રને કાંઠે. રાવણાનુજ=રાવણનો નાનો ભાઇ. ૩. સેતુ=પૂલ. છાયાપથ=સ્વર્ગ-ગંગા. શરદ્‌ગગને=શરદ્‌ઋતુના આકાશમાં. ૪. વિષ્ટિ=સંધિ. ૫. પ્લવગ=વાનર. ચમૂપદધૂલિ=લશ્કરના કુચ કરવાથી ઉડેલી ધૂળ. ૬. માયા-શિર=બનાવટી મસ્તક. વિદ્યુજ્જિહ્વા=એ નામના રાક્ષસે. વૈદેહી=સીતા. ૮. મનશુચ=મનનો શોક. ૯. સૂનુ=પુત્ર. ખગેશ=ગરૂડ. ૧૦. શક્તિ=એક જાતનું અસ્ત્ર. વક્ષ=છાતી. અનાહત=ઘવાયા વિનાનું. હતદુઃખ=દુઃખમુકત. ૧૧. દ્વિગુણિત=બમણી. દશરથસુતે=લક્ષ્મણે. દશાનનનંદન=ઇન્દ્રજિત. ૧૫. પદાતિ=પગે ચાલતા. રથી=રથમાં બેઠેલા. હરિયુક્ત=ઘોડા જોડેલા. પુરંદર=ઇન્દ્ર. ૧૬ માતલિ=ઇન્દ્રનો સારથી. મહિ-ન્દ્રવર્મ=ઇન્દ્રનું બખ્તર. ૧૮. દક્ષિણ=જમણો. ૧૯. અસ્ત્રઘન=બાણોનાં વાદળાં. ૨૦. લોહશંકુવતી=લોખંડના ખીલાવાળી. ૨૧. સીતાવિષાદઉર-શલ્ય=સીતાવિયોગના ખેદરૂપી હૃદયનું શાલ. દશધામુખભિન્ન=દશ મુખવાળું. ફણમંડળવાન=ફણાઓની હારવાળું. ૨૨. શીર્ષપંક્તિ=મસ્તકની હાર. દીપ્તિમાન=તેજસ્વી. પૌલસ્ત્યશત્રુ=રામચંદ્ર. ૨૩. સુર=દેવતા.

## સર્ગ ૧૨ મો: પ્રત્યાગમન.

૧. અગ્નિસ્નાન વિશુદ્ધ=શુદ્ધતાની કસોટી આપવા અગ્નિમાંથી પસાર થનાર. વિયોગવિધુરા=વિયોગને લીધે દુઃખી. પુષ્પક=એ નામનું કુબેરનું વિમાન. ૩, ગૌતમી=ગોદાવરી. હવિસુરભિ=બલિદાનની સુગંધ. મધ્યે=મધમધે. ૪. પંચાપ્સરસ્=સરોવરનું નામ, જ્યાં પાંચ અપ્સરાઓ રહેતી હતી. શાતકર્ણિ=ઋષિનું નામ. સુતીક્ષ્ણ=એ નામના ઋષિ. શારભંગીય=શરભંગ ઋષિનો. શૃઙ્ગી=પર્વત. સમદવૃષભ=માતેલો સાંઢ. મંદાકિની=ગંગા. ભૂમિમુક્તાવલી શી=પૃથ્વીએ ધારણ કરેલી મોતીની માળ જેવી. ૫. ભાગીરથી=ગંગા. ગહન=ઘીચ, ઘેરો. વટરાજ=વડવૃક્ષ. જાહ્નવી=ગંગા. ૬. ઇંદીવરે=ભૂરાં કમળથી. ધવલપંકજ=ધોળાં કમળ. ઇન્દ્રનીલમણિ=નીલમ, શાની. ૭. શૃંગવેર=હાલના મીરજાપુરની પાસે ગંગાતટ પર આવેલા એક ગામનું નામ. ગુહ=શૃંગવેરના ચાંડાલ રાજાનું નામ, જે રામનો મિત્ર હતો. તરંગહિમશીકર=મોજાંના ઉછાળાથી ઉડતાં ઠંડા જળનાં ટીપાં. કપિશ=પીળી. સ્વાગતે=સન્માન કાજે. કુળગુરુ=વસિષ્ઠ. સચમૂ=સૈન્ય સાથે. અર્ઘ્યપાણિ=રામની પૂજા કરવા હાથમાં અર્ઘ્ય ધારનાર. ૧૧. વ્યસનબંધુ=દુઃખમાં સહાય કરનાર. દાનવેશ=દાનવોનો રાજા. ૧૨. સ્યન્દને=રથમાં. માતંગરાજે=હાથીપર. આરોહી=બેસી. ૧૩. કુસુમોદ્યાને=ફુલવાડીમાં. ૧૬. દુઃખાર્ણવ=દુખનો દરીઓ. વત્સે=બેટા.! સુવૃત્તે=ચારિત્ર્યબળથી.

## સર્ગ ૧૩ મો: રાજ્યાભિષેક.

૧. રઘુવંશ-ભૂષણ=રામચંદ્ર. વિન્ધ્યનગેન્દ્ર=વિન્ધ્ય પર્વત. ઘનાઘનો=વર્ષતાં વાદળાં. ૨. રાજેન્દ્રઅંબરે=રાજાને છાજતા પોષાક

થકી. ૪. લાજવર્ષે=અક્ષત–ચોખા વધાવે. ૬. કર્ણીરથ=સ્ત્રીઓને બેસવા યોગ્ય એક જાતનો નાનો રથ. ચારુવેશા=સુન્દર શણગારથી સજ્જ થયેલી. 'શોભે.....રાગે'=અનસૂયાએ આપેલા હંમેશાં પમરતા પરાગના તેજ મંડળથી શોભે. વાતાયને=બારીઓમાં. કમલાવલિ=કમળની માળા. ૮ તાતમૂર્તિ=પિતાની છબી. ૧૧. ધનનાથ=ધનનો ભંડારી, કુબેર. ૧૨. 'ધારી. ......રામે'=રામે ધર્મ, અર્થ, અને કામ તેમજ ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન તરફ સમાન ભાવ ધારણ કર્યો. સુરદળપતિ શી=કાર્તિકેય સ્વામી જેવી. નિર્વિશેષા=સમાન. "વાત્સલ્ય...પ્રીતિ."=જેમ કાર્તિકેય સ્વામી ૭ કૃત્તિકાઓ–અપ્સરાઓ–નું એક સાથે ૭ મુખે સ્તનપાન કરીને સમાન પ્રીતિ દર્શાવતા તેમ રામ સર્વ માતાઓ તરફ સમાન પ્રીતિ રાખતા. ૧૩. જીતલોભ=લોભને જીતનાર. સમૃદ્ધા=ધનવતી. વિઘ્નહર=અડચણ દૂર કરનાર. ઉદારનય=ઉદાર રાજનીતિવાળા. વિનેતા=શાસનકર્તા. પ્રકૃતિ=પ્રજા. ૧૪. શાસનકાર્ય=રાજ્યકાર્ય. ૧૫. ચિત્રસદન=ચિત્રથી શણગારેલો મહેલ. વનવાસવૃત્ત=વનવાસમાં બનેલા બનાવો.

## સર્ગ ૧૪ મો : સીતાપરિત્યાગ.

૧. અધિકસ્નિગ્ધવિલોચનઆનને=વધારે ચમકતી આંખોવાળે મુખે. શ્યામપયોધરચૂચુકે=કાળી સ્તનદીંટને લીધે. લોચનચંદ્રિકા=આંખનું તેજ. દૌહ્રદ=ગર્ભ. ૨. અંક=ખોળો. ઇપ્સિત=ઇચ્છેલી વસ્તુ. પ્રાસાદ=મહેલ. નૌમયી=હોડીઓથી છવાયલી. ૮. ભદ્ર=એ નામનો દૂત. વિશુદ્ધવૃત્ત=શુદ્ધ ચારિત્ર્યવાળા, રામચંદ્ર. વૃત્ત=આચરણ. ૯. અધોમુખે=નીચે મોઢે. ૧૩. ઉપેક્ષું=અવગણું. ચિંતાઝુલે=ચિંતારૂપી હીંડોળે. ૧૮. કઠોરગર્ભિણી=પૂરા માસવાળી ગર્ભિણી સ્ત્રી.

૨૦. પાતકી=પાપી. વિષદ્રુમ=ઝેરી વૃક્ષ. ૨૨. રુદિતાનને=રડતા મુખે. સૌરભ=સુગંધ. ૨૩. લક્ષ્મણપૂર્વજ=લક્ષ્મણના મોટાભાઇ–,રામ. ૨૪. દોહદ=ગર્ભિણીની ઇચ્છા. શંસતાં=કહેતાં. ૨૬. અગ્રજશાસન= મોટાભાઇની આજ્ઞા. ૨૭. સુમંત્ર=રામનો સારથી. ૨૮. ચિંતામણિ= મનની ઇચ્છાપૂર્ણ કરનાર મણિના જેવા. કલ્પવૃક્ષકૃતતા=કલ્પવૃક્ષના જેવો ગુણ. ૨૯. દક્ષિણાક્ષિ=જમણી આંખ. દુર્નિમિત્ત=અપશુકન. ૩૧ ભૂમિતનયા=સીતા. ૩૨. લબ્ધસંજ્ઞા=ચેતનાવસ્થા પામેલી. પ્રબોધ=જાગૃતિ. ૩૫. શ્વશ્રૂજને=સાસુવર્ગને. ૩૮. પીયૂષ=અમૃત. ૩૯. પુણ્યશ્લોક=પવિત્ર નામવાળા. ૪૧. વિરહનિષ્ફળ=વિયોગને લીધે નકામું. ૪૫. કવલ=કોળીઆ–કલ્લા. પ્રકૃતિમાત્ર=કુદરત ૪૬. ઇન્ધન= લાકડાં. ૪૮. વીરસૂ=વીરમાતા. ૫૩. જાતકર્મ=જન્મતી વખતનો સંસ્કાર. ૫૭. વિષાદજ=શોકથી ઉત્પન્ન થતો. નિગ્રહી=કાબુમાં રાખી.

## સર્ગ ૧૫ મો : લવણવધ.

૧. લવણ=એ નામનો દૈત્ય, મધુનો પુત્ર. યમુનાતટસ્થ=યમુનાતટ-પર રહેતા. ૨. દુર્જય=નહિ જીતાય એવો. શૈવશૂલ=શિવનું ત્રિશૂલ. વિશૂલ= ત્રિશૂલ વિનાનો. ૩. વાલખિલ્ય=ઋષિ. અંશુમાન=સૂર્ય. ૪. શ્રમહાર-ણાર્થ=વિશ્રાન્તિ માટે. ૫. કુમારયુગ્મ=બાળકોનું જોડકું. ૬. ધૂમધૂમ્ર=ધુમાડા જેવો કાળો. કૃષ્ણા=યમુના. નવચિતાગ્નિ સમો= નવી ખડકેલી ચિતાના અગ્નિ જેવો ૭. વિદીર્ણ=વિંધાયલો. શત્રુઘ્નશત્રુ=લવણાસુર. હતચેતન=ચેતનહીન. ૮. વ્રીડાવીનમ્ર=લજ્જાથી નમ્ર. ૯. કાલિન્દી=યમુના. મધુપુરી=મથુરા નગરી. સૌમિત્રિએ=શત્રુઘ્ને. પૌરવિભૂતિ=પુરજનોની સમૃદ્ધિ. હર્મ્યારૂઢ= હવેલીમાં બેઠેલા. ભૂમિ-પ્રવેણીસમી=પૃથ્વીની વેણી જેવી.

## સર્ગ ૧૬મો : લવકુશ

૧ મૈથિલેય=કુશલવ. ૪ દાશરથી=દશરથના પુત્ર. ૫. વિદિશા=શહેરનું નામ ૬.લવણમર્દન=લવણને હણનાર, શત્રુઘ્ન. લવણાન્તકે=શત્રુઘ્ને. કુશલવપ્રભવ=કુશલવનો જન્મ. ૮. "ન ઇક્ષ્વાકુ...સંચરે"=ઇક્ષ્વાકુ વંશના રાજાઓની રાજકારકીર્દીમાં અકાળ મૃત્યુ કદી થતું નથી. ૯ પુષ્પકયાન=પુષ્પક વિમાન. અનંગા ભારતી=ગેબી વાણી. ૧૦ અપચાર=અત્યાચાર. પ્રશમન=શાંતિ. ૧૩. સ્વમાર્ગલંઘન=પોતાના ધર્મનું ઉલ્લંઘન. સાયક=બાણ. અગસ્ત્યદત્ત=અગસ્ત્યે આપેલું. ૧૫. હયમેધ=અશ્વમેધ. ૧૬ ભૌમદિવ્યાશ્રમેથી=સ્વર્ગ અને પૃથ્વી પરના આશ્રમમાંથી. ૧૭. પુરોપકંઠ=નગરની સીમા મુનિજનવૃન્દે-મુનિઓના ટોળાંને લીધે. ચતુર્મુખી=ચાર દરવાજાવાળી. અજતનુ=બ્રહ્માનો દેહ. સૃષ્ટપ્રજા=પ્રજાનો સરજનહાર. ૧૮. શ્લાઘ્ય=વખાણવા યોગ્ય. હિરણ્મયી=સુવર્ણની. ૧૯. કિન્નરસ્વન=કિન્નર જેવા સ્વરવાળા. ૨૧. નૈપુણ્ય=નિપુણતા. નૈસ્પૃહ્ય=નિસ્પૃહતા. વિનેતા=ગુરૂ. ૨૨. પરિગ્રહ=સ્વીકાર.

## સર્ગ ૧૭મો : સતીસીતા.

૧. શાલિ=માતનાં તરૂ. કાષાયામ્બર=ભગવું વસ્ત્ર સૂનૃત=સત્ય. ૩. વિશ્વંભરે=પૃથ્વીમાત ! અંબાર=ઢગલો. નાગોક્ષિપ્તસુખાસના=નાગોએ ધારણ કરેલા સિંહાસન ઉપર બેઠેલી. ૪. અમલચરિતા=વિશુદ્ધ ચારિત્ર્યવાળી. ધન્વી=ધનુર્ધારી રામ.

## સર્ગ ૧૮મો : સ્વર્ગાધિરોહિણ.

કુશાવતીશ=કુશાવતીનો રાજા. શરાવતીશ=શરાવતીનો રાજા. ઉત્તરાશે=ઉત્તર દિશા તરફ. સ્વર્ગાધિરોહિણી=સ્વર્ગની સીડી.

**નમ્રવિજ્ઞપ્તિ:**—આ કોઇ પૈસા કમાનાર વ્યક્તિની જાહેરખબરો નથી પણ કેવળ સેવાનીજ ભાવનાથી ગુજરાત–કાઠિઆવાડના ખેડુતોની ઉન્નતિના પ્રયત્ન કરવા સ્થાપન થયેલા યુવકોના એક મંડળની આઠ વરસ દરમિયાનની પ્રવૃત્તિઓનું દિગ્દર્શન છે. એને એક વખત આદિથી અંત સુધી વાંચી જવા નમ્ર વિનતિ છે. મંત્રી.

# પાટીદારયુવકમંડળ–ગ્રંથમાળા.

**૧ ગોપકાવ્યો**—સંગ્રાહકો:–કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા અને ચુનીલાલ રામચંદ્ર શેલત. પૃષ્ઠ રૉયલ ૧૬ પેજી ૧૭૮ (૨૬+૧૫૨) કપડાંનું સુંદર અને મજબૂત પૂઠું. કિં. આઠ આના.

અંગ્રેજીમાં જેને Pastorals કહે છે તેવી જાતનાં ગ્રામ્ય-સાદાં જીવનને લગતાં કાવ્યોનો ગુજરાતી ભાષામાં આ પહેલ વહેલોજ સંગ્રહ છે. કૃત્રિમતાના આ વહેતા જતા કાળમાં આ સંગ્રહનાં કાવ્યો રમણીય અને આશ્વાસનજનક સાદા જીવનપ્રતિ વાચકોને એકવાર તો અવશ્ય આકર્ષે છે. એમાંનાં "સિદ્ધરાજ અને જશમા ઓડણ" જેવાં કાવ્યો તો સાદા જીવનના પરમ હિમાયતી મહાત્મા **મોહનદાસ કરમચંદ ગાંધીના 'સત્યાગ્રહાશ્રમ'માં** આદર પામ્યાં છે, અને વખતો વખત ગવાતાં રહે છે. જાણીતા વિદ્વાન્ લેખક શ્રીયુત રણજીતરામ વાવાભાઇ મહેતા બી. એ. એમણે વિદ્વત્તા ભરી પ્રસ્તાવનાથી આ ગ્રંથને શોભાવ્યો છે. ગોપકાવ્યો ખરીદનારને '**મહન્ત**' નામનું ૬૪ પાનાંનું દેશાભિમાનથી છલકાતું કાવ્ય ભેટ મળશે.

આ પુસ્તકની ઉત્તમતા વિષે મળેલા અનેક અભિપ્રાયોમાંથી કેટલાક નીચે આપીએ છીએ.

૧. "**ચિત્રમય જગત્**" (પૂણાનું પ્રસિદ્ધ માસિકપત્ર).

"ગુજરાતના ખેડુત વર્ગની ઉન્નતિ અર્થે એ જાતિના જે ઉત્સાહી "યુવકમંડળે" સુરતમાં ખેડુત વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગહાઉસ સ્થાપ્યું

છે, અને જેઓ પોતાના જાતીય આદર્શ સમજાવવા માટે 'પટેલબન્ધુ' નામનું એક માસિક કહાડે છે એજ મંડળે ખેડુતો અને ગોપોનાં સાદાં અકૃત્રિમ જીવન આલેખનારાં Pastoral કાવ્યોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરી પોતાના જ્ઞાતિ બંધુઓનીજ નહિ પણ આખા ગુજરાતની સેવા કરી છે. આ સુંદર નાનકડા પુસ્તકમાં ગુજરાતના સાક્ષર કે ભક્તિભર્યા અંતઃકરણવાળાં કાલાઘેલા કવિઓનાં મીઠાં, બોધદાયક, મોહક કાવ્યોનો સંગ્રહ કરી ઉપરોક્ત યુવકમંડળે **ગુજરાતી સાહિત્યમાં એક ઉત્તમ પુસ્તકનો ઉમેરો કર્યો છે.** અને ગુજરાતના સાહિત્યમાં અત્યાર સુધી પ્રસિદ્ધ થયલા 'કાવ્યમાધુર્ય' ઇત્યાદિ કાવ્યસંગ્રહોથી આ સંગ્રહ કોઈ પણ રીતે ઉતરતો નથી; ઉલટું કાવ્યોમાંનો ખાસ વિષય આ સંગ્રહની વિશેષતા હોવાથી એ અન્ય સંગ્રહોના કરતાં આ સંગ્રહ વધારે મોહક છે. ગામડાંના સાદા જીવનની બધી ભાવનાઓ અત્યારના કાળમાં જ્યારે જગત્‌ના દૂરમાં દૂરના દેશોમાં પણ થતી ઉથલપાથલોની અસર દરેક દેશના ન્હાનામાં ન્હાના ગામડાં સુધી પહોંચી જાય છે ત્યારે પૂર્વકાળના જેટલી અવિચ્છિન્ન રહી નથી એ ખરૂં, તોપણ ગામડાંનું શાંત રમણીય જીવન મીલોની ચીમનીઓના ધુમાડાવાળા શહેરના લોકોને હરકોઇ કાળે મોહકજ રહેવાનું, અને એ રમણીય જીવનને આલેખનારા સુંદર કાવ્યગુચ્છને વાંચવા તેમજ સંગ્રહ કરવા અમે સૌ કોઇને ભલામણ કરીએ છીએ. રા. બાપાલાલ ભટ્ટનું "સિદ્ધરાજ અને જશમા ઓડણ", કવિ નર્મદાશંકરનું "નાહોલીયાને" ઇત્યાદિક કાવ્યો અમને બહુ ગમ્યાં છે. પુસ્તકની છપાઈ સુંદર, બહુ ભૂલો વગરની, તેમ બાઈન્ડીંગ સુંદર અને મજબૂત છે, એ ઉપરાંત આપણા પ્રસિદ્ધ સાક્ષરબન્ધુ શ્રીયુત રણજીતરામ વાવાભાઇએ આ કાવ્યસંગ્રહને એક ગૌરવભરી અને વિચારપૂર્ણ પ્રસ્તાવના લખી છે. ગ્રંથને છેડે કાવ્યોના કઠણ શબ્દોના અર્થ કે અન્વય કરી બતાવનારી ૧૮ પૃષ્ઠની એક માર્ગદર્શક ટીકા પણ જોડેલી છે જે વાચકોને બહુ મદદગાર થઈ પડે તેમ છે.

૨. સુપ્રસિદ્ધ અંગ્રેજી માસિક "મોડર્નરિવ્યુ" માં જાણીતા વિદ્વાન્ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ્. એલ્. બી. એમણે પ્રકટ કરેલા અભિપ્રાયનું ભાષાન્તર.

"ગુજરાતી સાહિત્યમાંના ગ્રામ્યજીવનને લગતાં ( Pastorals ) કાવ્યોનો **સંગ્રહ** એ આ પુસ્તકનું વસ્તુ છે, અને અમુક ટીકાઓથી રા. રણજીતરામ વાવાભાઇએ એની પ્રસ્તાવના લખી છે. **ચુંટણી ઉત્તમ પ્રતિની છે એમાં કંઈજ શક નથી;** પણ જે ઉદ્દેશથી એ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે એથી પરિપૂર્ણ થશે કે કેમ એ શંકા ભરેલું છે. જેમનાં જીવનનું પ્રતિબિંબ પાડવા માટે એમાંનાં કાવ્યોમાં પ્રયાસ કરવામાં આવ્યો છે અને જેમને 'ચીમકી' લગાવી ઉત્તેજીત કરવાનો એનો પ્રયાસ છે તે સામાન્ય ખેડુત વર્ગમાં એ વંચાશે નહિ એ નક્કી છે. તેઓ અભણ છે, તેથી કવિઓએ તેમની એકમાર્ગી, શાંત, અને કૃષિયંત્રરૂપ જીંદગી અથવા તો ગ્રામ્ય સૌન્દર્યનાં જે વર્ણનો કર્યા છે તેની સુંદરતા કે ગાંભીર્ય તેઓ અનુભવી શકશે નહિ. ખરેખર મિ. રણજીતરામ પોતાની પ્રસ્તાવનામાં જણાવે છે તેમ તેમને વિશેષ વિદ્યા–કેળવણીની જરૂર છે."

જેઓ અભણ છે તેઓ આની સુંદરતા સમજી નહિ શકે પણ વિદ્યાનો પ્રકાશ પામેલાને તો તે બેશક આનંદજ આપશે એવો શ્રીયુત કૃષ્ણલાલના કહેવાનો ભાવાર્થ છે.

૩. "**સરસ્વતી**" ( અલાહાબાદનું સુપ્રસિદ્ધ હિંદી માસિક ) × "इन कविताओ में ग्राम्य–जीवन–सम्बन्धी दृश्योंके मनोहारी शब्दचित्र है। देहातियों के सरलस्वभाव, स्वाभाविक रहन–सहन और भोलेभाले भावों के सिवा प्राकृतिक दृश्यों का भी अच्छा वर्णन है। × संग्रह अच्छा है।"

૪. "**સાહિત્ય**"—( વડોદરા ) × × × "આ સંગ્રહ સ્તુતિપાત્ર છે, અને **માર્ગદર્શક ટીકા ઘણી સારી છે.** કેટલાંક કાવ્યોની પસંદગી ઉચ્ચોટેસ્ટ દર્શાવે છે. રા. રણજીતરામની પ્રસ્તાવના વિદ્વત્તા ભરી અને વાંચવી ગમે તેવી છે."

૫. "**સત્ય**"—( મુંબઈ ) × × આ ગુચ્છનાં પુષ્પોને મકરંદ, પરિમલ, રંગ, રૂપ, આદિથી પ્રકૃતિએ વિભૂષિત કર્યા છે છતાં પ્રકૃતિએ અર્પેલી સંપત્તિનો પરિચય "સત્ય"ના વાંચકોને કરાવવાનું કામ અમારે શિર આવ્યું છે; જેનો અમે આનંદપૂર્વક સ્વીકાર કરીએ છીએ. × × × × સંગ્રહકર્ત્તાઓનો હેતુ કેટલે અંશે સફળ થશે તે કલ્પનાનો

વિષય છે, પણ પ્રયત્ન અને હેતુ સ્તુત્ય છે એમાં સંશય નથી. અંગ્રેજી કાવ્યોની માફક ગુજરાતી કાવ્યોમાં ચોક્કસ સ્થાન એવાં કાવ્યો વાસ્તે ન હોવાથી સર્વાંશે એવાં કાવ્યોનાં સ્થાન મેળવે તેવાં કાવ્યોની સંખ્યા પણ અલ્પજ હોવાની. આથી વિશેષ પ્રયત્ન વિના સંગ્રહકર્ત્તાઓને આ કાવ્યો મળી આવ્યાં નહિ હોય એ દેખીતું છે. સંગ્રહકર્તાઓએ જનસમાજને એક નવીન દિશામાં દોર્યો છે. હવે એ દિશામાં વધુ પ્રયત્નો કરવા એ જન સમાજનું-તેના લેખકોનું કર્ત્તવ્ય છે. × × ”

૬. “ **ગુજરાતી પંચ** ” (અઠવાડિક, **અમદાવાદ**. ૨૮ મી માર્ચ-૧૯૧૫.) “ ગુજરાતી સાહિત્યમાં આ સંગ્રહ એક ઉપયોગી અને મહત્વનો ઉમેરો છે. ગુર્જર સાહિત્યમાં અંગ્રેજીમાં જેને “Pastorals” કહેવામાં આવે છે તેવાં કાવ્યો નૂજ છે. આવાં નૂજ અને તેને મળતાં કેટલાંક સૃષ્ટિસૌંદર્યનાં કાવ્યોનો સમુદાય એકઠો કરાવી પ્રકટ કરવા માટે “ **પટેલબન્ધુ** ”ના તંત્રી રા. રા. કુંવરજી **વિઠ્ઠલભાઈ** મહેતાને ખરેખર ધન્યવાદ ઘટે છે. × ×

વિદ્યાર્થીઓના અભ્યાસ માટે, તેમ ઈનામ માટે કેળવણી ખાતા તરફથી આ રસિક અને સુંદર પુસ્તક મંજુર થવા જેવું છે. તેનું મૂલ્ય માત્ર આઠ આના છે.”

## પત્રદ્વારા મળેલા અભિપ્રાયો.

### ૭ શ્રીયુત રામમોહનરાય જશવંતરાય દેશાઇ,

તંત્રી-“સુંદરીસુબોધ,” અમદાવાદ.

“× × **ગોપકાવ્યો** માટે પણ હું અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું. ભાઈ **રણજીતરામને ત્હમે** જે કામ સોંપ્યું હતું ત્હેને માટે પૂર્ણ યોગ્યતા ધરાવતા હોવાથી ત્હેમનો ઉપોદ્ઘાત હું ધારતો હતો તેવોજ **મહત્વનો** થયો છે. કાવ્યોની પસંદગી પણ વિવેકથી થઇ છે એટલુંજ નહિ પરન્તુ સામાન્ય રીતે સુંદરતા, સરલતા, મનોહરતા, ઉપયોગિતાનો ભોગ તેમાં નથી અપાયો. આપણી પ્રજા પ્રવૃત્તિની એક નવી દિશા આપનો સંગ્રહ લોક સમક્ષ રજુ કરે છે એ જોઇ વિશેષ આનંદ થાય છે. × ×

**૮ શ્રીયુત જન્મશંકર મહાશંકર બૂચ (લલિત.)**

"ગોપકાવ્યો" નો સંગ્રહ ગુર્જરી સાહિત્યમાં પરમ રમણીય અભિનવતાનું દર્શન આપે છે. ગ્રામ્ય જીવનનું સૌંદર્ય તો તે જાતે જોઈએ ત્યારેજ ઝીલાય છે. × × ×

**૯ પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.**

"ગોપકાવ્યોમાં પ્રાચીન અર્વાચીન કવિઓનાં ઉત્તમ કાવ્યોનું ગ્રથન કરવામાં આવ્યું છે. ગોનો અર્થ ગાય અને પૃથ્વી થાય છે. તેથી ગાય અને પૃથ્વીનું પાલન કરનાર ખેડુત વર્ગના ઉમદા પરોપકારી સ્વાતંત્ર્ય પ્રેમી જીવનના આબેહૂબ ચિતાર આપનારા "વિક્રમ ભાભારામના સંવાદ," "જશમા ઓડણ ને સિદ્ધરાજ"ના સંવાદ ઈત્યાદિ મનોહર કવિતા પુષ્પોની આ મધુરમાળા સર્વથા પ્રશંસનીય અને આદરને યોગ્ય છે. × ×

**૧૦ "સાહિત્યરત્ન"** વાળા મિ. નરહરલાલ ત્ર્યં. દેશભક્ત, એમ. એ., એલ્. એલ્. બી. એમના અંગ્રેજી પત્રમાંથીઃ—

× × હું આપને તથા આપના સહકર્તાને આપના શ્રમના પરિણામ માટે ધન્યવાદ આપું છું. સંગ્રહગ્રંથોમાં એ ઈચ્છવા જોગ વધારારૂપ છે, અને હું આશા રાખું છું કે તમે જે પ્રકારના સાહિત્યને આગળ પાડવા પ્રયત્ન કીધો છે તેના તરફ કેટલાકના ચિત્તને તે વાળશે. આ જાતના સાહિત્યની મોટી અછત જોતાં આપે આપનું કામ પ્રશંસાપાત્ર રીતે ઉત્તમ કીધું છે એવો મારો અભિપ્રાય છે." × ×

આ સિવાય અનેક માસિકપત્રો અને વિદ્વાનોના મળેલા ઉત્તમ અભિપ્રાય સ્થળ સંકોચથી આપી શકાયા નથી.

---

**૨ બાલ-પ્રાર્થનાઃ**—(સંયોજકઃ—ક. વિ. મહેતા.) સ્કૂલોમાં, બોર્ડિંગહાઉસોમાં, અને કુટુંબોમાં હંમેશાં ઉપયોગી થઇ પડે એવી આ નાનકડી પોથીની છ મહીનામાંજ બે આવૃત્તિ ખલાસ થઈ ગઇ છે. પૃષ્ઠ ૪૮. કિં. માત્ર છ પાઈ. એકે નકલ સિલકે નહિ હોવાથી નવી આવૃત્તિ બમણા કદની બહાર પડશે. કિં. ૦-૧-૦. (આ કિંમત તદન પડતરજ રાખવામાં આવે છે.) વહેંચવા ઇચ્છનાર માટે ૧ રૂ. ની ૨૦.

**અભિપ્રાયો:—**

૧. "**મોડર્ન હિન્દુ**"—"As its name indicates, this little book contains a collection of some of the very finest songs in Gujarati, meant to be used as matinals or morning prayers, and Vespers or evening prayers."

("એનું નામ દર્શાવે છે તે પ્રમાણે આ નાનકડા પુસ્તકમાં સવાર અને સાંજની પ્રાર્થના તરીકે વાપરવાના ઉદ્દેશે કેટલાંક ઘણુંજ સુંદર ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.") શ્રીયુત કૃ. મો. ઝવેરી.

૨. "**સત્ય**"—"અર્ધા આનાની કિંમતની પ્રાર્થનાની આ નાની અમથી રમકડાં જેવી ચોપડીમાં બહુજ સારી રીતે ચૂંટાયેલી પ્રાર્થનાઓ આપવામાં આવેલી છે, ને તે દરેક હિંદુએ સંગ્રહવા લાયક છે."

# પાટીદારયુવકમંડળ.

હિંદનો ખરો અને મોટો ઉદ્યોગ કરનાર, દેશના આત્મા સમાન ખેતીવાડી જેવા ઉદ્યોગ ધંધામાં પડેલા કૃષિકાર વર્ગની અનેક પ્રકારે સેવા કરવાના સાર્વજનિક ઉદ્દેશથી **'પાટીદારયુવકમંડળ,' 'પટેલબંધુ,' 'પાટીદાર વિદ્યાર્થીઆશ્રમ,' 'પાટીદાર પરિષદ્,'** વગેરે સ્થાપન કરવામાં આવ્યાં છે.

કેળવણીનો પ્રચાર કરી આપણી ખેતીવાડી કેમ સુધરે, અને ઉન્નતિની આડે આવતી સામાજિક કુરૂઢિઓમાં કેમ સુધારણા થાય તેની ચર્ચા કરી તેની માહિતી ગામડે ગામડે અને ઝુંપડે ઝુંપડે આપવા મંડળનો આશય છે. ગંદાં ગામોમાં ઘુમીને, ખેડુતોની સાથે રહીને, તેઓની સાથે વાતચીત કરીને તેમની અંગત જરૂરિઆતો જાણીને તે 'પાટીદારપરિષદ્' 'પટેલબંધુ' વગેરે દ્વારા સમાજને જણાવવાને પણ અનેક જાતની યોજના કરવામાં આવે છે. આ યુવક મંડળના સભાસદની ફી રૂપીઆ ત્રણ છે, અને સભાસદને મંડળ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતાં પુસ્તકો અને 'પટેલબન્ધુ' માસિક વિના મૂલ્યે આપવામાં આવે છે. માટે તેના સભાસદ થવા, અથવા બીજી કોઇ પણ રીતે સહાનુભૂતિ પ્રદર્શિત કરવા જનસમાજને નમ્ર પ્રાર્થના છે. લખોઃ—ચંદુલાલ બહેચરલાલ પટેલ બી. એ. પ્રમુખઃ—પાટીદાર યુવકમંડળ—સુરત.

# પાટીદાર વિદ્યાર્થીઆશ્રમ—સુરત.

ખુલ્લી હવામાં આવેલા એકાંત બંગલામાં ઓન. ગ્રેજ્યુએટ સુપ્રિન્ટેન્ડન્ટની ચોવીસે કલાકની દેખરેખ નીચે વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઘડનારી આદર્શ સંસ્થા ( બોર્ડિંગહાઉસ ) જેમાં નીતિનું, ધર્મનું અને ખેતીવાડીનું શિક્ષણ ખાસ આપવામાં આવે છે. તમામ વિભાગના પાટીદાર વિદ્યાર્થી ઉપરાંત જગ્યા હોય તો સેંકડે ૧૦ લેખે પરજ્ઞાતિના વિદ્યાર્થીને પણ લાભ આપનારી આ સંસ્થાને સદ્ભાવપુર્વક અપાયલી ઓછામાં ઓછી સહાય પણ સ્વીકારવામાં આવે છે.

# પાટીદારવિદ્યાર્થીઆશ્રમનું મકાન ફંડ.

આશ્રમનું પોતાનું મકાન બંધાવવાનું નક્કી થયું છે તેના ફંડમાં જે સદ્‌ગૃહસ્થ રૂ. ૨૫૦ ભરશે તેમના નામની આરસની તખતી ઓરડી પર ચોઢી તેમનું નામ અમર કરવામાં આવશે. ૨૫૦ થી ઓછા અને ૫૦ થી વધારે રૂપીઆની રકમ ભરનારાનાં નામોની આરસની તખતી લાઇબ્રેરી હોલમાં ચોઢવામાં આવશે. આજ દિવસ સુધીમાં ૧૭ ગૃહસ્થોએ ઓરડી બંધાવવા ૨૫૦, ૨૫૦ રૂપીઆ ફંડમાં ભર્યા છે. મકાન ફંડમાં ઓછામાં ઓછો એક રૂપીઓ પણ ભરી શકાય છે. સંસ્થાના નિભાવ ફંડ અને મકાન ફંડ માટે સ્વયંસેવકોની જરૂર છે. મળેલી મદદ વિગતવાર 'પટેલબન્ધુ'માં પ્રકટ થતી રહે છે. પત્રવ્યવહારનું સરનામું:—કુંવરજી વિ. મહેતા. મંત્રી, પાટીદારયુવકમંડળ—સુરત.

---



---

અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૧૫

# પટેલબન્ધુ.

નવ વર્ષથી પ્રગટ થતું ૩૨ પેજના કદનું માસિક પત્ર, કે જેમાં કૃષિ, સમાજ, સહકાર, સાહિત્ય, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન, પૉલિટિક્સ વગેરે વિષયોપર મહત્ત્વના લેખો આપવામાં આવે છે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂપીઓ દોઢ.

તંત્રી

"પટેલબન્ધુ" સુરત.

## પુસ્તક મળવાનું ઠેકાણું.

રા. ગોવર્ધનદાસ ડાહ્યાભાઈ એન્જીનિયર

બી. એ.

ઠે. મહારાજા બિલ્ડીંગ, પહેલો માળ

સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ.